श्रीकृष्णाय नमः ।
श्रीगोपीजनवल्लभाय नमः ।
श्रीमदाचार्यचरणकमलेभ्यो नमः ।






श्रीकृष्णाय नमः ।

## द्वितीयोध्यायः ।

निग्रहं प्रथमेऽध्याये निरूप्य हरिणा कृतम् ।
द्वितीयेऽनुग्रहं प्राह मुचुकुन्दाय यत्कृतम् ॥१॥
तामसी हननाख्या हि राजसी नगरोद्यमा ।
सात्त्विकी नयनाख्या च निर्गुणा निर्गमस्तथा ॥२॥
निर्गुणस्य निमित्तत्वं न तु कर्तृत्वमीर्यते ।
प्रबोधो मरणं चैव संवादश्च यथाक्रमात् ॥३॥
स्तुतिश्च निर्गुणा प्रोक्ता तदग्रे हि फलिष्यति ।
अतो निर्गुणलीलात्र द्वितीये विनिरूप्यते ।
क्रिया भगवतो द्वेधा गुणेषु स्वे यतः स्थिता ॥४॥

पूर्वाध्यायान्ते तत्त्वान् परित्यज्य केवलं तं व्यामोहयितुं कीर्तिमयीं वनमालां बिभ्रत् निर्गत इत्युक्तम्, कालयवनस्य मुक्त्यर्थं नारदोपदेशं गृहीतवतः साक्षात्कारः । ततस्तदनुसरणम्, ततो दृष्टया ज्ञानरूपेण ज्ञानाग्निना संघातनाशश्च निरूप्यते । निर्गुणक्रियाया मोक्षपर्यवसानात् । परं तस्य काल एव मुक्तिरिति निरूपयितुं द्वादशभिर्निरूप्यते *तं विलोक्येति* ।

# દશમ સ્કંધ ઉત્તરાર્ધ અધ્યાય બીજા

## રાજસ સાધન પ્રકરણ

### કાલયવનનું ભસ્મ થવું અને મુંચુકુન્દની કથા

કારીકાઓ :

કારીકા- ૧. પહેલા અધ્યાયમાં હરિએ કરેલો જરાસંધનો નિગ્રહ વર્ણવીને બીજા અધ્યાયમાં ભગવાને મુચુકુન્દ પર અનુગ્રહ કરેલ છે. (૧)

કારીકા- ૨. જરાસંધના સૈન્યને હણવાની ક્રિયા તામસી હતી. દ્વારકાનગર રચવાની ક્રિયા રાજસ હતી. મથુરાના લોકોને દ્વારકાં લઇ જવાની ક્રિયા સાત્વિક હતી અને મથુરામાંથી બહાર નીકળવાની ક્રિયા નિર્ગુણ હતી. (૨)

કારીકા-૩. નિર્ગુણ સ્વરૂપને નિમિત્ત કહેલું છે. પરંતુ કર્તા કહેલ નથી. જગાડવાનું મરણ તેમજ સંવાદ અનુક્રમે કહેલા છે. સ્તુતિ નિર્ગુણ કહેલી છે. કારણ કે તે ભવિષ્યમાં ફલ આપશે.(૩)

કારીકા:-૪. તેથી અહીં બીજા અધ્યાયમાં નિર્ગુણની લીલા વર્ણવી છે. ભગવાનની ક્રિયા બે પ્રકારની છે. કારણ કે તે ગુણોમાં તેમજ પોતામાં રહેલી છે. ધર્મ સ્વરૂપથી કરવામાં આવે છે. (૪)

ગયા અધ્યાયમાં અંતે એમ કહેલું છે કે ભગવાન તત્વોનો ત્યાગ કરી, માત્ર કાલયવનને વ્યામોહ કરવા, કિર્તિરૂપ વનમાલા ધારણ કરી મથુરાંથી બહાર પધાર્યા. નારદનો ઉપદેશ જેને ગ્રહણ કર્યો છે તેવા કાલયવનની મુકિત થાય તે માટે તેને ભગવાનનાં દર્શન થયાં. પછી તે તેમની પાછળ ગયો. પછી જ્ઞાન-પ દષ્ટિથી એટલે જ્ઞાનાગ્નિથી તેના દેહનો નાશ થયો. પરંતુ તે કાલયવનની મુકિત કાલમાંજ થાય છે. એમ જણાવવા નીચેના શ્લોકથી નિરૂપણ છે.

श्रीशुक उवाच- ***तं विलोक्य विनिष्क्रान्तमुज्जिहानामिवोडुपम् ।***
**दर्शनीयतमं श्यामं पीतकौशेयवाससम् ॥१॥**

तं विलोक्य वासुदेवोऽयमिति निश्चित्य, तं जिघृक्षुरन्वधावदिति षष्ठेन संबन्धः । तत्रादौ त्रिभिस्तद्दृष्टं रूपं वर्णयति । पञ्चदशकलापूर्णमिव तावद्भिर्विशेषणैः । अतः प्रथमतः चन्द्रदृष्टान्तेनैव निरूपयति । विशेषेण निष्कान्तम्, यथा उदयाद्रेश्चन्द्रः, न तु राहोर्मुखात्, नापि मेघेभ्यः । तथा भगवानपि न मारयितुं, नापि भयमुत्पादयितुं, भयेन देति तदाह उज्जिहानमिति । प्रथमदर्शनापेक्षया द्वितीयदर्शने अधिकाकान्तियुक्तः प्रतीयत इति । ननु विशेषकान्तिप्रदर्शनं किर्थमित्याशङ्क्याह उडु***पमिवेति*** । चन्द्रो हि नक्षत्राणां रक्षकः । यदि तत्तन्नक्षत्रे न गच्छेत्, गत्वा वा तं न प्रकाशयेत्, स्वरूपतः फलतश्च, तदा नक्षत्राणां वैयर्थ्यमेव स्यात् । तथा भगवान् नारदादीनां रक्षार्थं तदुपदिष्टेषु स्वानुभावं ख्यापयितुं प्रतिक्षणं रूपवैशिष्ट्यं प्रकाशितवानित्यर्थः । किञ्च, तस्मिन् दृष्टे युद्धार्थं समागतानां क्रोधः कदाचिद्भवेत्, ततश्चासन्मत्या मोक्षो न भवेदिति भगवान्स्वस्वरूपं सुन्दरत्वेनैव प्रकाशितवानित्याह ***दर्शनीयतममिति*** । दर्शनीयोऽतिसुन्दरः । अत्याश्चर्यं हि परस्मै प्रदर्श्यते । स्वस्यापि पुनः पुनर्द्रष्टव्यो भवति । श्याममिति । रसात्मकता निरूपिता । सर्ववेदयुक्तत्वमाह पीतकौशेयवाससमिति । नग्नान्न मुक्तिरिति वैदिकः सिद्धान्तः । 'आद्यन्तमध्ये बद्धो हि वेदेनामृतमश्नुत' इति ।



**कच्छाशिखोपवीतानि बन्धनान्याह वेदतः ।**

पीतवर्णं कौशेयं वासो यस्येति। वेदो यज्ञो देवाश्च पदत्रयेण परिगृहीताः। छन्दोमयं पीतमिति । कौशेयं क्षौमम् । 'सौम्यं वै क्षौम'मिति श्रुतेः । सर्वदैवत्यं वास इति च । अन्यथा पीताम्वरमित्येव ब्रूयात् । भगवदीयं हि न प्राकृतप्रकृतिकं भवतीति विशेषणवैयर्थ्यं च ॥१॥

एवं धर्मरूपतां निरूप्य अर्थरूपतामाह श्रीवत्सवक्षसमिति ।

<u>શ્લોકાર્થ -૧ :</u> *બહાર નીકળતા, ઉપર ચઢતા ચંદ્રના જેવા, સર્વથી સુંદર શ્યામ, પીળાં રેશમી વસ્ત્રવાળા તેમને જોઈને. (૧)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> તેમને જોઈને આ વાસુદેવ છે.એવો નિર્ણય કરીને

તેને પકડવા ઈચ્છતો કાલયવન તેમની પાછળ દોડયો. એમ છઠ્ઠા શ્લોક સાથે સંબંધ છે. તે પૈકી ત્રણ શ્લોકથી આરંભમાં તે કાલયવને જોએલા સ્વરૂપનું વર્ણન કરે છે. તે સ્વરૂપ પંદર કલાથી ભરપુર હોય તેમ પંદર વિશેષણોથી તેનું વર્ણન કરે છે. તેથી આરંભમાં ચંદ્રના દૃષ્ટાંતથી વર્ણન કરે છે. રાહુના મુખમાંથી નહિ તેમજ વાદળાંઓમાંથી પણ નહિ પરંતુ જેમ ઉદયગીરીમાંથી ચંદ્ર નીકળે તેમ ઉત્તમ પ્રકારે બહાર નીકળતા તેમને એટલે ભગવાનને જોયા. તેવી રીતે ભગવાન પણ હણવા નહિ તેમજ ભય પણ ઉત્પન્ન કરવો નહિ તેમજ ભયથી પણ બહાર નીકળતા ન-હતા. તે અર્થ ઉપર ચઢતા નિશેષણથી કહેલો છે. પહેલાના દર્શન કરતાં બીજી વખતે ભગવાન અધિક કાંતિવાળા દેખાયા. (૩) વધારે કાન્તિવાળા દેખાવવાનું શું પ્રયોજન ? એવી શંકા થાય તેથી ચંદ્રના જેવા શબ્દ યોજેલ છે. કારણ કે ચંદ્ર નક્ષત્રોનું રક્ષણ કરનારો છે. જો ચંદ્ર જુદાજુદા નક્ષત્રોમાં જાય નહિ અથવા જઈને સ્વરૂપ અને ફલથી પ્રકાશ કરે નહિ તો નક્ષત્રો નકામા થઈ જાય. તેથી પોતાનો પ્રભાવ જણાવવા ભગવાને ઉત્તમ સ્વરૂપ પ્રકાશ્યું એવો અર્થ છે. (૪) સર્વ સુંદર વિશેષણથી એમ કહેલું છે કે ભગવાનનાં દર્શન થતાં જેઓ યુદ્ધ કરવા માટે આવેલા તેમને કદાચ ક્રોધ થાય તેથી તેમની દુષ્ટ બુદ્ધિથી મોક્ષ ન થાય તેથી તેમ ન થાય તે માટે ભગવાને પોતાનુ સ્વરૂપ સુંદરપણાથી દર્શાવ્યું. દર્શનીય એટલે ઘણા સુંદર. (૫) શ્યામ વિશેષણથી રસાત્મપણું જણાવેલ છે. (૬) પીળા રેશમી વસ્ત્રવાળા વિશેષણથી સર્વવેદમય સ્વરૂપ કહેલું છે. વૈદિક સિદ્ધાંત એવો છે કે નગ્નથી મુક્તિ મળતી નથી. જે આરંભ, અંત અને મધ્યમાં વેદથી બંધાએલા છે તે મુક્તિ પ્રાપ્ત કરે છે. એ વાકય પ્રમાણે કચ્છ, શિખા અને જનોઈના બંધન વેદમાં કહેલા છે. પીળા રંગનું રેશમી વસ્ત્ર છે જેમનું એમ ત્રણ શબ્દથી વેદ, યજ્ઞ અને દેવો જણાવેલ છે.પીળું વેદમય છે. રેશમી સોમના સંબંધવાળું છે. શ્રુતિ પ્રમાણે વસ્ત્ર સર્વ દેવતારૂપ છે એમ ન હોત તો પીતાંમ્બરવાળા એમ કહેત. ભગવાનનો પદાર્થ પ્રાકૃત વસ્તુઓનો બનેલો હોતો નથી. તેથી આ વિશેષણ અર્થ વગરનું થાય. (૧)

એ પ્રમાણે ભગવાનના ધર્મરૂપપણાનું નિરૂપણ કહી નીચેના શ્લોકથી

અર્થરૂપપણું જણાવે છે.




**श्रीवत्सवक्षसं भ्राजत्कौस्तुभामुक्तकन्धरम् ।**
**पृथुदीर्घचतुर्बाहुं नवकञ्जारुणेक्षणम् ॥२॥**

श्रीवत्सो वक्षसि यस्येति । दक्षिणावर्तरोमरेखायां सुवर्णरेखावत्तेजो-विशेषः श्रीवत्सशब्देनोच्यते । वक्षसि जीवः । सन्निहित इति तत्रैव भगवता अर्थः स्थापितः सुतराम् । दक्षिणः स्तनो धर्मो भवतीति धर्मप्रतिष्ठत एवार्थो भगवता परिगृहीतः । अत एव तत्र जीवप्रतिष्ठामाह । भ्राजत्कौस्तु-मेनामुक्ता कन्धरा यस्येति । 'पुरुषः काममय' इति कामस्तन्निरूपणेन निरूपितः । मोक्षस्तु स्वैनैव दीयत इति प्रसङ्गादन्यदानमपि चतुर्भुजत्वेन निरूपयति पृथुदीर्घेति । पृथवो दीर्घाः चत्वारो भुजा यस्येति । कृपया ज्ञानमपि प्रयच्छतीति ज्ञापनार्थमाह नवकञ्जारुणेक्षणमिति । नवकमलवदरुणे ईक्षणे यस्य । नूतनत्वेन कालाग्रासः, कञ्जत्वेन सात्त्विकता, अरुणत्वेन राजसता च, ईक्षणस्य निरूपिता । तेन सरसा सदया ज्ञानदृष्टिर्भगवदीया मक्तिं साधयतीति पञ्चमोऽपि पुरुषार्थो निरूपितः ॥

प्रार्थनावसर इति ख्यापयति नित्यप्रमुदितमिति ।

<u>શ્લોકાર્થ -૨ :</u> *છાતી ઉપર શ્રીવત્સવાળા, પ્રકાશતો કૌસ્તુભ જેમના કંઠનો તજતો નથી, લાંબી ચાર ભુજાવાળા અને કમળ જેવાં નયનવાળા ભગવાન. (૨)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> શ્રીવત્સ છે જેમની છાતી પર એ શબ્દથી જમણી સુવર્ણ રેખા જેવું તે જ કહેલું છે. જીવ છાતી પર રહેલો છે. તેથી ભગવાને અર્થ પણ ત્યાંજ સારી રીતે રાખેલો છે. કંઠને તજતો નથી તેવા વિશેષણથી ત્યાં જીવની સ્થિતિ કહેલી છે. પુરૂષ કામમય છે. (બૃહદારણ્યક ૩-૯-૧૧) તેથી તે પુરૂષનું નિરૂપણ કરવાથી કામનું નિરૂપણ કર્યું. મોક્ષ તો ભગવાન પોતે જ આપે છે. તેથી ચારભુજાવાળા વિશેષણથી બીજા પુરૂષાર્થોનું દાન પણ કહેલું છે. જાડી લાંબી ચાર ભુજાઓ છે જેમની જેમની એમ કહેલ છે.

ભગવાન કૃપાથી જ્ઞાનનું પણ દાન કરે છે એમ જણાવવા નવા કમળના જેવાં અરૂણ નયનવાળા વિશેષણ યોજેલું છે. નવા હોવાથી કાલથી ઝડપાતાં નથી. કમળપણાથી સાત્વિકપણું અને અરૂણપણાથી રાજસપણું નયનોનું જણાવેલ છે. આ વિશેષણથી ભગવાનની રસવાળી દયાવાળી જ્ઞાનદષ્ટિ ભક્તિ પ્રાપ્ત કરાવે છે. એવો પાંચમો પુરૂષાર્થ પણ જણાવ્યો છે.(૨)

**नित्यप्रमुदितं श्रीमत्सुकपोलं शुचिस्मितम् ।**
**मुखारविन्द विभ्राणं स्फुरन्मकरकुण्डलम् ॥३॥**

एवं सर्वपुरुषार्थदातारं भगवन्तं निरूप्य, मुखारविन्दमपि पञ्चभिर्विशेषणैः विशिष्टं पञ्चपर्वविद्यारूपं स्वतत्रमक्तिमार्गत्वेन निरूपयन्नाह श्रीमदिति । मुखारविन्दं विभ्राणमिति भगवद्विशेषणम् । स मार्गो भगवतैव स्थाप्यत इति ख्यापयितुम् । तदपि श्रीयुक्तं भवति परमसुन्दरम् । स मार्गो भगवतैव स्थाप्यत इति ख्यापयितुम् । तदपि श्रीयुक्तं भवति परमसुन्दरम् । भगवानिव । सुष्टु कपोले यस्येति । प्रवृत्तिनिवृत्तिप्रकारेणापि रसानुभव-स्थानयुक्तम् । शुचि शुद्धं स्मितं यस्मिन्निति । सेवनार्थमेव समीचीनं मोहं संपादयति, नान्यथेति निरूपितम् । स्फुरन्ती मकरसदृशे कुण्डले यस्येति । बहिर्निर्गमने ग्रासार्थ स्थापिताविव मकरतुल्यौ वेदौ निरूपितौ । मोक्षदित्सया गच्छन् भगवन्मार्गं भक्तिमार्गं च स्थापयतीति निरूपितम् ॥३॥

एतादृशो भगवानेव भवतीति नारदशिक्षया ज्ञातवानित्याह वासुदेवो ह्ययमिति।

<u>શ્લોકાર્થ-૩ :</u> *સદા આનંદિત શોભાવાળું, સુંદર કપોલપણું, શુદ્ધ સ્મિતવાળુ, પ્રકાશતાં મકર જેવાં કુંડલોવાળું કમળ જેવું મુખ ધારણ કરતા. (૩)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> સદાઆનંદિત વિશેષણથી આ પ્રાર્થના કરવાનો અવસર છે એમ જણાવે છે. શોભાવાળું થી પાંચ ભગાવાળી વિદ્યારૂપી પાંચ વિશેષણોવાળા મુખારવિંદનું પણ સ્વતંત્ર ભક્તિમાર્ગથી વર્ણન કરે છે.

કમળના જેવું મુખ ધારણ કરતા એવું ભગવાનનું વિશેષણ છે. તે સ્વતંત્ર ભક્તિમાર્ગનું સ્થાપન ભગવાન જ કરે છે. તે કમળ જેવું મુખ પણ શોભાવાળું ઘણું

જ સુંદર છે. સુંદર કપાલો (ગાલ) છે જેના વિશેષણથી તે પ્રવૃત્તિ અને નિવૃત્તિના પ્રકારથી પણ રસનો અનુભવ કરવાના સ્થાનવાળું છે. શુદ્ધ સ્મિત છે જેમાં વિશેષણથી એમ જણાવેલું છે કે સેવા થઈ શકે તે માટે જ તે મોહ ઉત્પન્ન કરે છે. બીજા પ્રકારે મોહ ઉત્પન્ન થતું નથી.

પ્રકાશતાં છે મકર જેવા કુંડલો જેનાં એ વિશેષણથી બહાર જવામાં આવે તો જાણે કે ખાઈ જવા રાખેલા હોય તેવા મઘરો જેવો બે વેદો જણાવેલા છે. તેથી મોક્ષ આપવાની ઈચ્છાથી પધારતાં ભગવાન ભક્તિમાર્ગનું સ્થાપન કરે છે.(૩)

એવા ભગવાન છે એમ નારદના બોધથી તેણે જાણ્યું એમ નીચેના શ્લોકથી કહે છે.




**वासुदेवो ह्ययमिति पुमान् श्रीवत्सलाञ्छनः ।**
**चतुर्भुजोऽरविन्दाक्षो वनमाल्यतिसुन्दरः ॥४॥**

सत्त्वे आविर्भूतः मोक्षदाता वा अयमेव वासुदेव इति निश्चयं कृतवान् । कथं निश्चय इत्याशङ्क्य असाधारणानि षड्गुणरूपाणि षड्विशेषणान्याह । इतीति निश्चयार्थः । यतः पुमान्, न तु प्रकृतिः । दिव्यदृष्ट्या पश्यतीति सर्वजगतः प्राकृतत्वं, भगवतः पुरुषत्वं च, दृष्टवान् । अनेनैश्वर्यमपि निरूपितम् । 'विष्णोस्तु त्रीणि रूपाणी'ति वाक्यात् तेषां पुरुषरूपत्वं न बाधकम्, प्रत्युत मूलस्य पुरुषत्वे तेषां पुरुषरूपत्वमुपपद्यत इति साधकत्वमेव । श्रीवत्सो लाञ्छनं यस्येति । क्रियाशक्तिः पूर्णा वीर्यत्वेन निरूपिता । भगवत्येव सा यतः । तते यशो निरूपयन् सर्वपुरुषार्थदातृत्वे तद्भवतीति चतुर्भुजत्वमाह । ततो दृष्टयैव तापहारकत्वं भक्तिप्रदत्वेन निरुपयन् श्रियं निरूपयति अरविन्दाक्ष इति । रविव्यतिरिक्तान् सर्वानेव द्यति खण्डयति । महातेजस्विनमेव स्थापयतीति तादृशमक्षि निरूपयन् श्रियं भक्तिं च निरूपितवान् । वनमालां अन्तः प्रवेश्य ज्ञानवत्तिष्ठतीति ज्ञाननिरूपणेन पूर्णता निरूपिता। अतिसुन्दरः सर्वथा कल्मषाभावात् । देशपरित्याग एव हि वैराग्यमिति । अतः कारणात् वासुदेव

इति निश्चयः ।।४।।

श्लोकार्थ -૪ : આ વસુદેવ છે. કારણ કે આ પુરૂષ છે. શ્રીવત્સના ચિન્હવાળા, ચાર ભુજાવાળા, કમળના જેવા નયનવાળા વનમાળાવાળા ઘણા સુંદર છે. (૪)

ભાવાર્થ, સુબોધિનીજી : મોક્ષ આપનારા આ પુરૂષ જ વસુદેવ છે એવા કાળયવન નિશ્ચય કર્યો.

એવો શ્રિય કેમ કર્યો? એવી શંકા થાય તેથી છ ગુણ રૂપ બીજાને લાગુ ન પડે એવાં વિશષણો કહે છે.

ઈતિ એ શબ્દ નિશ્ચય દર્શાવનારો છે. આ વસુદેવ જ છે. કારણ કે પુરૂષ છે, પ્રકૃતિ નથી. કાલયવન દિવ્યદષ્ટિથી જુએ છે. તેથી તેને આખા જગતને પ્રાકૃત અને ભગવાનને પુરૂષરૂપ જોયા. આથી ભગવાનનું ઐશ્વર્ય પણ બતાવ્યું. વિષ્ણુના ત્રણ રૂપો છે. એ વાક્ય પ્રમાણે તેઓનું પુરૂષારૂપપણું આમાં નડતરરૂપ નથી. પરંતુ મૂળ પુરૂષરૂપ જ હોય ત્યારે જ તેઓનું પુરૂષપણું ઘટતું હોવાથી ઉલ્ટું શ્રીકૃષ્ણનું પુરૂષપણું સિદ્ધ કરનારૂં જ છે.

શ્રીવત્સ ચિન્હ છે જેમનું એ વિશષણ વીર્ય તરીકે પુરેપુરી ક્રિયાશક્તિ જણાવે છે. કારણ કે તે ભગવાનમાં જ છે. પછી યશનું નિરૂપણ કરતાં સર્વ પુરૂષાર્થોનું દાન કરનાર હોય તેને જ યશ પ્રાપ્ત થાય છે. તેથી ચાર ભુજાવાળા કહેલ છે. પછી ભગવાન ભક્તિ આપનાર તરીકે દષ્ટિથી જ દુઃખ હરનાર છે. એમ જણાવતાં કમળના જેવા નયનવાળા વિશેષણથી શ્રીનું નિરૂપણ કરે છે. રવિ સિવાયના બધાનો નાશ કરે છે. તેથી ઘણા તેજવાળાનું સ્થાપન કરેલ છે. વનમાલા અંદર પ્રવેશ કરીને જ્ઞાનની પેઠે અંદર રહે છે. એમ જ્ઞાનનું નિરૂપણ કરી પૂર્ણપણું જણાવેલ છે.

સર્વ પ્રકારે દોષ વિનાના હોવાથી ભગવાન ઘણા સુંદર છે કારણ કે દેશનો પરિત્યાગ એજ વૈરાગ્ય છે. આ કારણોથી આજ વાસુદેવ છે એવો નિશ્ચય થયો. (૪)

એવો નિશ્ચય કરાવનાર નીચેના શ્લોકથી કહે છે.




**लक्षणैर्नारदप्रोक्तैर्नान्यो भवितुमर्हति ।**
**निरायुधश्चलन्पभ्द्यां योत्स्येऽनेन निरायुधः ॥५॥**

किञ्च, लक्षणैरिति। नारदोक्तैः वासुदेवादन्यो भवितुं नार्हति । पुराणान्तरादत्र कथानुसन्धेया । गतो हि नारदः कालयवनमाह । यादवाः त्वत्सदृशाः इति, परं कृष्णो रक्षकः, स च सर्वथा ज्ञातुमेवाशक्यः, कुतो जय्यः । कथमशक्य इत्याकाङ्क्षायां नूतनान्यनेकानि रूपाणि संपादयतीत्युक्त्वाह 'तं त्वं न ज्ञास्यसी'ति । ततो विशेषजिज्ञासायां लक्षणानि निरूपितवान् । स एकाकी निरायुधः अयुध्यमानः सर्वाभरणभूषितः पदातिर्निर्गमिष्यतीति । तं यः सायुधः अश्वाद्यारूढोनुगच्छेत्, तं पापं प्रसर्पेदिति । कालयवनस्यापि स्वपापादेव भयं, नान्यत इति निरूपितम्, अतोऽस्मिन्नारदोक्तलक्षणानि वर्तन्त इति वासुदेवश्च । तर्हि किं करिष्यसीत्याशङ्कायामाह निरायुध इति । यतोऽयं निरायुधः पद्भ्यां च चलन् गच्छति, अतोऽहमपि निरायुध एव गमिष्यामि, पद्भ्यामेव चलन्, ततो योत्स्ये मल्लप्रकारेण । अनने सह युद्धर्थमेव यतः समागतमिति । अहमपि निरायुधः, अयमपीति ॥५॥

<u>શ્લોકાર્થ-૫ :</u> નારદે કહેલા લક્ષણો પ્રમાણે આ વસુદેવ સિવાય બીજો કોઈ હોઈ શકે નહિ. અહી બીજા પુરાણોમાંથી કથાનું અનુસંધાન કરવું. નારદે કાલયવન પાસે જઈને તેને કહેલું કે યાદવો તારા જેવા છે પરંતુ શ્રીકૃષ્ણ તેમનું રક્ષણ કરનાર છે. તે કોઈ રીતે જાણી શકાય તેવા નથી તો જીતી તો કેમ શકાય?

કેમ જીતી ન શકાય? એ જાણવાની ઈચ્છા થતાં તે અનેક નવાં નવાં રૂપો ધારણ કરે છે એમ કરીને તું તેમને ઓળખીશ નહિ એમ કહેલું. પછી વધારે જાણવાની ઈચ્છા થતાં નારદે ભગવાનના લક્ષણો કહ્યાં કે તે એકલા આયુધ વગરના યુદ્ધ નહિ કરતાં. સર્વ આભરણોથી શણગારાયેલા, પગે ચાલતા શહેરના દરવાજા બહાર નીકળશે. જો આયુધ કરનારો, અશ્વ ઉપર ચઢીને તેની પાછળ જશે તેને પાપ લાગશે અને કાલયવનને પણ પોતાના પાપનો ભય હતો. બીજા કોઈથી ભય ન હતો. એમ બીજા પુરાણોમાં કહેલું છે તેથી આ શ્રીકૃષ્ણમાં નારદે કહેલાં લક્ષણો છે તેથી તે વસુદેવ છે. એવો શ્ચિય કર્યો.

ત્યારે તું શું કરીશ ? એવી શંકા થાય. તેથી ઉત્તરાર્ધ કહેલો છે. આ શ્રીકૃષ્ણ આયુધ વગરનો પગે ચાલીને જઈશ. પછી મલ્લની રીતે યુદ્ધ કરીશ. કારણ કે આમની સાથે જ યુદ્ધ કરવા આવ્યો છું. હું આ યુદ્ધ વગર યુદ્ધ કરીશ કારણ કે આ પણ આયુધ વગરના છે. (૫)

પછી શું કર્યું તે નીચેના શ્લોકથી કહે છે.

**इति निश्चत्य यवनः प्राद्रवन्तं पराङ्मुखम् ।**
**अन्वधावज्जिघृक्षुस्तं दुरापमपि योगिनाम् ।।६।।**

इतीति । एवं निश्चित्य पराङ्मुखमपि भगवन्तं प्राद्रवत् । नारदो हि हितप्रश्ने उक्तवान् । यथा भगवान् करोति, तथा कर्तव्यमिति, तदा ते जयः जीवनं च भविष्यतीति ! तदनेनान्यथाबुद्धम् । भगवान् पराङ्मुखः, अयं भगवत्सम्मुखो भूत्वा सर्पणं कृतवानिति । वाक्याज्ञाने हेतुमाह यवन इति । जातिदोषात् न ज्ञातवानित्यर्थः । यदि गच्छति भगवति तृष्णीमयं तिष्ठेत्, बलभद्रेण वा युद्धं कुर्यात्, तदा जयो भवेदपि, भगवांश्च सम्मुखमागच्छेत्, तथागमने प्रयोजनाभावात्, अतः पराङ्मुखमपि भगवन्तं प्राद्रवन्तं जिघृक्षुः सन्नयमन्वधावत् । ननु जिघृक्षया गमनमुचितमेवेत्याशङ्क्याह योगिनामपि दुरापमिति । अत्र प्रमाणं तमिति । तथैव प्रसिद्धम् ।।६।।

ननु कियद्दूरं गत्वा अप्राप्तौ अप्राप्तौ कथं न निवृत्त इति चेत्, तत्राह हस्तप्राप्तमिवेति ।

<u>શ્લોકાર્થ -૬ :</u> *યોગીઓ પણ જેને પ્રાપ્ત દોડી જતા તેને પકડવાની ઈચ્છાવાળો યવન તેમની પાછળ દોડયો. (૬)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> એવો નિશ્ચય કરીને ભગવાને બીજી બાજુએ મુખ રાખેલું છે. તેવાની પાછળ દોડયો. કારણ કે યવનને પોતાના હિતનો પ્રશ્ન થતાં નારદે કહેલું છે કે જેમ ભગવાન કરે તેમ તારે કરવું તો તારો જય થશે અને તું જીવતો રહીશ. આ તે ઉંધું સમજયો કારણ કે ભગવાને બીજી બાજુએ મુખ રાખ્યું હતું અને આ ભગવાનની તરફ મુખ રાખીને તેમની પાસે જવા લાગ્યો.

યવન શબ્દથી નારદનું વાક્ય નહિ જાણવાનું કારણ કહેલું છે જ્યારે ભગવાન જતા હતા ત્યારે જો આ શાંત પડયો રહે અથવા બલભદ્રની સાથે યુદ્ધ કરે તો તેનો જય થાય પણ ખરો અને ભગવાનની તરફ મુખ સામુ કરી પધારે કારણ કે તે નારદનું વાકય સમજ્યો નહિ તેથી ભગવાન બીજી બાજુએ મુખ રાખી દોડી જતા છતાં તેમને પકડવાની ઈચ્છાવાળો થઈ તેમની પાછળ દોડયો.

પકડવાની ઈચ્છાથી પાછળ જ્વું યોગ્ય જ છે? એવી શંકા થાય તેથી યોગીઓ પણ જેમને પ્રાપ્ત કરી શકે નહિ તેવા વિશેષણથી કહેલું છ. 'तम' 'તેમની' શબ્દથી આ બાબતનું પ્રમાણ કહેલું છે તેવી જ રીતે યોગીઓ પણ ન પહોંચી શકે તેવા ભગવાન પ્રસિદ્ધ છે. (૬)

કેટલે દૂર જઈને ભગવાન પ્રાપ્ત ન થતાં પાછો કેમ વળ્યો નહિ? એવી શંકા થાય તેથી નીચેનો શ્લોક કહે છે.




**हस्तप्राप्तमिवात्मानं हरिणा स पदे पदे ।**
**नीतो दर्शयता दूरं यवनेशोऽद्रिकन्दरम् ॥७॥**

स हि हरिणा नीतः । तर्हि वञ्चयतीति कथं न ज्ञातवान्, तत्राह । पदे पदे हस्तप्राप्तमात्मानं भगवन्तं मन्यमान इति । हस्तमात्रगमनानन्तरं भगवान् प्राप्यत इति स जानन् गतः । नहि कश्चिद्धस्तमात्रादुदासीनो भवति । अत आकाङ्क्षा न निवृत्ता । यदा हि प्राणी क्रियया आत्मानं प्राप्स्यामीति मन्यते, स हि भ्रान्त एव भवति । ननु भगवता वा किमर्थं नीत इति चेत्, तत्राह हरिणेति । स हि हरिः । तस्याप्यविद्या हर्तव्या, मुचुकुन्दस्य च निद्रेति । भगवान् हि यः स्वात्मानमनुसरति, तन्नोपेक्षत इति, पदे पदे तथा बुद्धिमुत्पादितवान् । तदाह दर्शयतेति । पदे पदे आत्मानं हस्तप्राप्तं दर्शयता । अभयत्रापीदं वाक्यं युज्यते। अतो गन्तुर्नेतुश्च इच्छया अनिवृत्तत्वात् दूरं नीतः । ततः अद्रेः कन्दरा यत्र तत्स्थानमपि नीतः । नन्वेतावत्यपि दूरे अप्राप्तिश्चेत्, तदा नीतिशास्त्रविचारेणापि 'शिथिलाश्च'ति न्यायेन कथं न निवृत इति चेत्, तत्राह यवनेश इति । दुष्टानां

स्वामी न नीतिज्ञः । मथुरातो दशयोजनान्ते धवलपुरमिति प्रसिद्धमिदानीम्, पूर्वं तु आसीत् मुचुकुन्दगुहा ।।७।।

क्रियया प्राप्त्यभावमाशङ्क्य, जपादिनेव वचनाद्भगवान् प्राप्तव्य इति मत्वा, मध्ये वचनमप्युक्तवानित्याह पलायनं यदुकुल इति ।

શ્લોકાર્થ -૭ : પગલે પગલે જાણે કે એક હાથમાં પકડાઈ જશે એવા પોતાને દેખાડતા હરિ યવને પર્વતની ગુફામાં લઈ ગયા (૭)

ભાવાર્થ, સુબોધિનીજી : દૂર જતાં પણ તે પાછો વાયો નહિ કારણ કે હરિ તેને લઈ જતા હતા. ત્યારે હરિ મને ઠગે છે. એમ તેને કેમ ન જાણ્યું ? એવી શંકા થાય તેથી પગલે પગલે એક હાથમાં પકડાઈ જશે એવા ભગવાનને તે માનતો હતો. માત્ર હાથમાં પકડાઈ જશે એવા ભગવાનને તે માનતો હતો. માત્ર એક હાથ હું જઈશ એટલામાં ભગવાનને પહોંચી જઈશ એમ જાણતો તે તેમની પાછળ ગયો કારણે એક હાથ માત્ર દૂર જવાનું હોય ત્યારે કોઈ અટકતું નથી તેને તેની ઈચ્છા બંધ ન થઈ.

જ્યારે પ્રાણી હું ક્રિયાથી આત્માને પ્રાપ્ત કરીશ એમ માને છે ત્યારે તે ભૂલેલો જ હોય છે.

ભગવાન તેને શા માટે લઈ ગયા? એવી શંકા થાય તેથી હરિ શબ્દ યોજેલો છે કારણ કે તે દુઃખ હરનાર છે. તેની અવિદ્યા પણ હરવાની છે અને મચુકુંદની નિદ્રા હરવાની છે તેથી તેને ભગવાન કરતા નથી. તેથી ભગવાને પગલે પગલે તેને તેવી બુદ્ધિ ઉત્પન્ન કરી. તે અર્થ દેખાડતાં શબ્દથી કહેલો છે. પગલે પગલે એક હાથમાં પકડાઈ જાય તેવા પોતાને દેખાડતા હતા. આ વાક્યનો બંને સાથે સંબંધ છે. તેથી તેને દૂર લઈ ગયા. પછી પર્વતની ગુફા હતી ત્યાં લઈ ગયા.

આટલે બધે દૂર જતાં પણ ભગવાન પકડાયા નહિ તો પછી પીલા થયેલા અને સારી રીતે બાંધેલા ? એ નિયમ પ્રમાણે નિતિ શાસ્ત્રના વિચારથી તે કેમ અટકયો નહિ? એવી શંકા થાય તેથી યવનપતિ શબ્દ યોજેલ છે. તે દુષ્ટ નિતિનો નિયમ જાણતો ન હતો. મથુરાથી દશ યોજન દૂર હાલમાં જે ધવલપુર નામથી પ્રસિદ્ધ છે. તે પહેલાં મુચુકુંદની ગુફા હતી. (૭)

ક્રિયાથી ભગવાન પકડાશે નહિ શંકા થતાં. જેમ જય વિગેરેથી ભગવાન પ્રાપ્ત થાય છે તેમ વાણીથી તેમને પ્રાપ્ત કરવા જોઈએ એમ માની ભગવાનને વચ્ચે વચ્ચે વચન પણ કહેવા લાગ્યો. તે નીચેના શ્લોકથી કહે છે.




**पलायनं यदुकुले जातस्य तव नोचितम् ।**
**इति क्षिपन्ननुगतो नैनं प्रापाहताशुभः ॥८॥**

यदुर्हि धर्मात्मा । अन्यथा अस्मत्सदृशत्वेन कथमुक्तो भवेत् । तादृशवंशे जातस्य सर्वागम्यस्यापि अवतारधर्मानुसरणमुचितमिति पलायनमनुचितमित्यर्थः । ननु भगवान् कथमेतद्वाक्यं न गृहीतवान्, तत्राह इति क्षिपन्ननुगत इति । स हि न यथार्थतया वदति, किन्तु तिरस्कारार्थं वदतीति । यदुकुले तस्य श्रद्धाभावात् किं तस्याग्रे यदुकुलप्रतिष्ठारक्षणेनेति युक्तमेव भगवतस्तद्वाक्यानङ्गीकरणम् । अत एव नैनं प्राप । अन्यथा भगवदनुगमने भगवान् प्राप्तः स्यात् । तेन वचनेन पापमपि जातमित्याह अहताशुभ इति । यतः अशुभमपि न निवृत्तम्, अतो न प्राप । पूर्वाशुभमिति केचित् । तद्भगवद्दर्शनेनानुगमनेन च निवर्त्यत एवत्युपेक्षणीयम् । आहतः अशुभेनेति वा । वाक्यजनितपापेन पृष्ठतस्ताडितः न भगवन्तं प्रापेत्यर्थः ॥८॥

भगवान पुनर्वराहो हिरण्याक्षवाक्यमिव सर्वसमर्थोऽपि, कार्यगौरवं मन्यमानोऽपि न विवृत इत्याह एवं क्षिप्तोऽपीति ।

*<u>શ્લોકાર્થ -૮ :</u> યદુકાળમાં જન્મેલા તારા માટે પલાયન કરવું યોગ્ય નથીએમ તિરસ્કાર કરતાં પાછળ જતો પાપથી હણાએલો તેમને પકડી શક્યો નહિ. (૮)*

<u>ભાવાર્થ, શ્લોકાર્થ :</u> યદુ ધર્માત્મા હતો તેમ ન હોય તો તેની મુક્તિ કેમ થાય? તેમના વંશમાં જન્મેલાઓ બધાથી પહોંચી ન શકાય તેવાએ પણ અવતારના ધર્મોને અનુસરવું યોગ્ય હોવાથી પલાયન કરવું યોગ્ય જ છે. એવો અર્થ છે. ભગવાને આ વાક્યને કેમ ગ્રહણ ન કર્યું? એવી શંકા થાય તેથી તિરસ્કાર કરતાં પાછળ જતો શબ્દો યોજેલ છે. કારણે તે આ વાત સત્ય

જાણીને બોલતો ન હતો. પરંતુ તિરસ્કાર કરવા માટે બોલતો હતો. યદુકુળમાં તેને શ્રદ્ધા ન હોવાથી તેની પાસે યદુકુળની પ્રતિષ્ઠાનુ રક્ષણ કરવાનું શું પ્રયોજન? કાંઈ જ નહિ. ભગવાને તેના વાક્યોનો અંગીકાર ન કર્યો તે યોગ્ય જ છે. તેથી તે તેમને પ્રાપ્ત કરી શક્યો નહિ. જેનું પાપ ગયેલું નથી. વિશેષણથી તેનું પાપ પણ ગયું ન હતું. તેનું પહેલાનું પાપ ભગવાનના દર્શનથી અને અનુસરવાથી જાય જ. પાપથી હણાએલો એ શબ્દ લેવો. તેથી ભગવાનને તે પ્રાપ્ત કરી શકયો નહિ એવો અર્થ છે. (૮)

સર્વ સમર્થ હોવા છતાં જેમ વરાહે હિરણ્યાક્ષના વચનથી દરકાર કરી ન હતી તેમ ભગવાન પણ પાછા ન ફર્યા એમ નીચેના શ્લોકથી કહે છે.

**एवं क्षिप्तोऽपि भगवान्प्राविशद्गिरिकन्दरम् ।**
**सोऽपि प्रविष्टस्तत्रान्यं शयानं ददृशे नरम् ॥९॥**

'वधानुकल्प : स्वद्रोहे भक्तद्रोहे वधः स्मृत इति वधानुकल्पमेव कर्तुं गिरिकन्दरं प्राविशत् । एतावानेव भगवद्व्यापारः निर्गुणो हि फले निमित्तमिति ज्ञापयितुं निरूपितः । तद्भगवति फलितमित्याह **सोऽपि** प्रविष्ट इति । यदा भगवान् गिरिकन्दरं प्राविशत्, तदा सोऽपि प्रविष्टः । प्रवेशानन्तरं तस्य भ्रमो जात इत्याह तत्रान्यं शयानं नरं ददृश इति । नरत्वमेव तत्र प्रतीतम्, नत्वन्यद्वैलक्षण्यम् । यद्यपि ससामग्रीकः शेते, तथापि पूर्वमेव शयनार्थं सामग्रीं प्रेषयित्वा पश्चादागत्य शयनं कृतवानिति तस्य बुद्धिः ॥९॥

ननु भगवान् शयनार्थं चेदागतः, तदा तवागमनमनुचितमिति सुतरामतिक्रमोऽनुचित इत्याशङ्क्य, तस्य भ्रान्तस्याभिप्रायमाह नन्वसाविति ।

<u>શ્લોકાર્થ -૯ :</u> *એવી રીતે તિરસ્કાર કરાએલા હોવા છતાં ભગવાને પર્વતની ગુફામાં પ્રવેશ કર્યો. તેણે પણ પ્રવેશ કર્યો અને ત્યાં બીજા નરને સૂતેલો જોયો. (૯)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> પોતાને ભગવાનનો દ્રોહ થતાં વધના જેવી અને ભક્તનો દ્રોહ થતાં વધ કરેલ છે. એ નિયમ પ્રમાણે ગુફામાં પ્રવેશ કર્યો.

નિર્ગુણ સ્વરૂપ ફલ પ્રાપ્ત થવામાં નિમિત્ત છે એમ જાણાવવા ભગવાનની આટલી જ ક્રિયા વર્ણવેલી છે. ભગવાને ગુફામાં પ્રવેશ કરતાં કાલયવનને તે ફલ પ્રાપ્ત થયું. જયારે ભગવાને પર્વતની ગુફામાં પ્રવેશ કર્યો ત્યારે તેણે પણ પ્રવેશ કર્યો. પછી તેને ભ્રમ થયો. ત્યાં બીજા નરને સૂતેલો જોયો. બીજો કાંઇ ભેદ દેખાયો નહિ જો કે તે સમાગ્રી સાથે લઈને સૂતો હતો છતાં કાલયવનને એવી બુદ્ધિ થઈ કે શ્રીકૃષ્ણ સૂવા માટે પહેલેથી સામગ્રી મોકલી પછી આવીને સૂતેલા છે. (૯)

ભગવાન જો શયન કરવા પધાર્યા હોય તો કાલયવને ત્યાં આવવું જોઈએ નહિ અને લાત મારવી તે તો ઘણું જ અયોગ્ય હતું એવી શંકા થાય ઘાય તેથી જેને ભૂલ કરેલી તે હવે કહે છે.




**नन्वसौ दूरमानीय शेते मामिह साधुवत् ।**
**इति मत्वाच्युतं मूढस्तं पदा समताडयत् ॥१०॥**

स्वयमागच्छतु नाम, कथं नोक्तवान् शयनार्थं गच्छामीति, युद्धं वा न करिष्यामी'ति । यो हि यमनुधावति, तस्यानिषेधे 'अप्रतिषिद्धमनुमतं भवतीति न्यायेन दूरे गत्वा युद्धं करिष्यतीत्यभिप्रायो भवति । निकटे ससहायो बलवान् भवतीति । तस्मादेवं भ्रमं जनयित्वा एतावद्दूरमानीय, युद्धमप्यकृत्वा, साधुवत् शेते । यो हि वञ्चयति, स न साधुः असाधोरनिद्राणस्योत्थापनं न दोषायेति दुर्बुद्धिः शयानं भगवन्तं मत्वा पदा समताडयत् । पादयोर्व्यथा जनितेति, महांश्चातिक्रमो भवत्विति । शयानोद्बोधनं पादताडनमतिक्रमार्थमच्युतबुद्धिश्चेति त्रयो दोषाः । ननु महानयं महतश्चोपदेशं प्राप्य कथमेवं दुर्बुद्धिजार्त इति चेत्, तत्राह मूढ इति । स्वभावतो मूढः । अच्युत इति तद्बुद्ध्या ताडितत्वान्महतोऽपि पादप्रहारे न राज्ञः कश्चिदपकारो जात इति सूचितम् ॥१०॥

<u>શ્લોકાર્થ-૧૦ :</u> *ખરેખર! મને દૂર લાવીને તે અહીં સાધુની માફક શયન કરે છે એમ અચ્યુતને માનીને મૂઢે તેને પગની લાત મારી. (૧૦)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> શ્રીકૃષ્ણ પર્વતની ગુફામાં ભલે આવે પરંતુ હું શયન કરવા જાઉ છું અથવા યુદ્ધ કરીશ નહિ એમ કેમ પાછળ જવાની ના

પાડવામાં ન આવે ત્યારે જેની ના પાડેલી ન હોય તે કબુલ કરેલું થાય એ નિયમ મુજબ દૂર જઈને હું તારી સાથે યુદ્ધ કરીશ એવો તેમનો અભિપ્રાય ગણાય. કારણ કે જેને મદદ કરનારી હોય તેની સમીપતો તે બલવાન હોય છે. તેથી હું યુદ્ધ કરીશ એવો ભ્રમ ઉત્પન્ન કરાવીને આટલે દૂર લાવીને યુદ્ધ પણ કર્યા વગર સાધુની પેઠે શયન કરે છે? કારણ કે તે ઠગે છે તે સાધુ હોતો નથી. સાધુ ન હોય અને ઉંઘમાં ન હોય તેને જગાડવો એ દોષ નથી. એવી દુષ્ટ બુદ્ધિવાળાએ ભગવાનને પગની લાત મારી સૂતેલાને જગાડવો. પગની લાત મારવી આ અચ્યુત છે એમ માનવું એમ ત્રણ દોષો થયા.

આ મોટો રાજા હતો અને આવી દુષ્ટ બુદ્ધિવાળો કેમ થયો? એવી શંકા થાય તેથી મૂઢ શબ્દ યોજેલ છે. તે મૂઢ હતો એટલે ભગવાનને લાત મારી છતાં રાજા મુચુકુંદને કંઈ પણ દુઃખ થયું નહિ એમ સૂચવેલું છે. (૧૦)

પછી જે થયું તે હવે નીચેના શ્લોકથી કહે છે.

**स उत्थायं चिरं सुप्तः शनैरुन्मील्य लोचने ।**
**दिशो विलोकयन्पार्श्वे तमद्राक्षीदवस्थितम् ॥११॥**

पादप्रहारेण चिरं सुप्तोप्युत्थाय सर्वा दिशो विलोकयन् पार्श्वे तं कालयवनमद्राक्षीत् । स तु प्रथमतः तत्प्रतिकूलां दिशं दृष्टवान्, ततः क्रमेण दृष्टिं प्रसारयन् द्वितीयपार्श्वे अवस्थितमुत्थितं पाश्चाद्ददृशे ॥११॥

ततः कोऽयमिति प्रश्नात्पूर्वमेव दर्शनमात्रेणैव स भस्मसाज्जात इत्याह स तावत्तस्य रुष्टस्येति ।

<u>શ્લોકાર્થ - ૧૧:</u> *લાંબા સમય સુધી સૂતેલા તે ઉઠી, ધીરે ધીરે નયનો ઉઘાડી દિશાઓ જોતાં તેની પાસે ઉભેલો જોયો. (૧૧)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> લાંબા સમય સુધી સૂતેલાએ પણ પગની લાતથી ઉઠી. બધી દિશાઓ જોતાં પાસે તે કાલયવનને જોયો. પછી ધીરે ધીરે નજર ફેરવતાં બીજી બાજુએ કાલયવનને જોયો.

પછી આ કોણ છે ? એ પ્રશ્ન કરે તે પહેલાં જ તેને જોવાથી તે બળીને




રાખ થઈ ગયો. તે હવે નીચેના શ્લોકથી કહે છે.

**स तावत्तस्य रुष्टस्य दृष्टिपातेन भारत ।**
**देहजेनाग्निना दग्धो भस्मसादभवत्क्षणात् ॥१२॥**

निरपराधस्ताडित इति तस्य क्रोधः । अतो रुष्टस्य तस्य दृष्टिपातेन निमित्तेन कालयवनदेहस्थित एवाग्निः काष्ठास्थितो वह्निर्वह्निस्पर्शेनेव प्रादुर्भूतः ततो देहजेनैवाग्निना दग्धः सन् क्षणमात्रेणैव भस्मसादभवत् । बहिःस्थितोऽग्निः दवानल इवाल्पमेव दहेत्, पलायनं वा कुर्यात् । अन्तःस्थितोग्निरिति सर्वव्यापारं दूरीकृत्य भस्मसादेव कृतवान् ॥१२॥

प्रकृते भगवता यवनोऽयं यथाकथञ्चिन्मारित इति विवक्षितत्वाद्विशेषं न कथयिष्यतीत्याशङ्क्य सावधानं च शृणोतीति ख्यापयितुं राजा तं पृच्छति को नामेति ।

*શ્લોકાર્થ -૧૨: હે ભારત! તેટલામાં ક્રોધ પામેલાની તેની દૃષ્ટિ પડવાથી દેહમાંથી ઉત્પન્ન થએલા અગ્નિથી બળીને તે એક ક્ષણમાં રાખ થઈ ગયો. (૧૨)*

ભાવાર્થ, સુબોધિનીજી : અપરાધ વિનાને લાત મારી તેથી તેને ક્રોધ થયો અને તેથી તેની દૃષ્ટિ પડવાથી જેમ અગ્નિના સ્પર્શથી કાષ્ટમાં અગ્નિ પ્રગટ થાય છે તેમ કાલયવનમાં અગ્નિ પ્રગટ થયો પછી તે બળીને ક્ષણ માત્રમાં રાખ થઈ ગયો. આ અંદર રહેલો અગ્નિ તેને બાળીને રાખ બનાવી દીધો. ભગવાને આ યવનને હરકોઈ પ્રકારે હણ્યો. એટલું જ ચાલુ પ્રસંગમાં કહેવા ઈચ્છેલું હોવાથી વધારે કહેશે નહિ એવા ભયને લઈને પરિક્ષિત પણ સાવધાન થઈને શ્રવણ કરે છે એમ જણાવવા રાજા શુકદેવજીને પ્રશ્ન કરે છે.

राजोवाच- **को नाम स पुमान्ब्रह्मन्कस्य किंवीर्य एव च ।**
**कस्माद्गुहां गतः शिश्ये किंतेजो यवनार्दनः ॥१३॥**

प्रसिद्धया अज्ञानं वारयति । 'अन्य'मिति पुल्लिङ्गात् पुंस्त्वं ज्ञातमेव । अन्ये पश्नार्था ज्ञातव्याः ।

**नामसंबन्धरूपाणि निमित्तं शयने तथा ।**
**दाहकत्वं दृष्टिमात्राद्वविज्ज्ञास्यते परः ॥१॥**

कस्य संबन्धी, किं वीर्यं यस्य, अन्यथा एकाकी सिंहादिसम्भाविते देशे कथं शयीत । कस्माद्वा हेतोः उत्तमस्थानेषु विद्यमानेषु गुहां गतः शेते । किं वा तस्य तेजः । किं तेजो यस्येति किंतेजाः । यतो यवनार्दनो जातः । अग्निसूर्यादीनामपि नैवंविधं तेजः सम्भवित । यवनपदेन तस्यापि महत्त्वमुक्तम् । विशेषतो वक्तव्यैवैषा कथेति ॥१३॥

एतदर्थमेव भगवानागत इति तस्य विशेषमाह स इक्ष्वाकुलकुल इति सप्तभिः ।

<u>શ્લોકાર્થ -૧૩:</u> *હે બ્રહ્મન ! તે પુરૂષ ખરેખર કોણ હતો? કોનો સંબંધી અને કેવા વીર્યવાળો હતો? ગુફામાં જઈને શા માટે સૂતો હતો? યવનનો નાશ કરનાર કેવા તેજવાળો હતો?*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> નામ ખરેખર શબ્દ પ્રસિદ્ધને લીધે અજ્ઞાન ન હોવાનું જણાવે છે. બીજા એ નર જાતીના શબ્દથી તેનુ પુરૂષ હોવાપણું જણાવેલ છે. બીજી પાંચ બાબતો જાણવાની છે. કારીકા -૫ (૧) નામ, (૨) સંબંધ (૩)રૂપ (૪) શયન કરવાનું કારણ (૫) માત્ર દષ્ટિથી બાળક્ષ નાખનાર હોવાનું કારણ ઉત્તમ બ્રહ્મ જાણનાર આ સર્વ જાણશે (કારીકા-૫) (૧) નામ (૨) કોના સંબંધ હતો? (૩) શું હતું વીર્ય જેનું? કવા વિર્યવાળો હતો? ગુફામાં કેમ શયન કરે? સારાં સ્થાન હોવા છતાં શા માટે ગુફામાં શયન કરે? વળી તેનું શું તેજ હતો? કારણ કે યવનનો નાશ કરનારો થયો. અગ્નિ અને સૂર્યમાં આવું યવનનો નાશ કરે તેવા પ્રકારનું તેજ નથી આ કથા લંબાણથી કહેવી જોઈએ એવા અભિપ્રાયથી અહીં આ પ્રશ્ન કરેલો છે. (૧૩)

આ મુચુંકુદને માટે જ ભગવાન ગુફામાં પધારેલા તેથી નીચેના શ્લોકથી આરંભી સાત શ્લોકથી જણાવે છે.

**શ્રીशुक उवाच - स इक्ष्वाकुकुले जातो मांधातृतनयो महान् ।**
**मुचुकुन्द इति ख्यातो ब्रह्मण्यः सत्यसङ्गरः ॥१४॥**

भगवत्त्वमग्रे तस्य भविष्यतीति भगवत्कथैवैषेति ज्ञापयितुं च । अन्यथा भगवद्व्यतिरिक्तकथा न श्रोतव्येति श्रोतॄणां विरक्तिः स्यात् । इक्ष्वाकोः कुले जातः । मनोः पुत्राणां मध्ये मुख्य इक्ष्वाकुः । मान्धाता चायोनिजः, केवलपुंसवनजलाज्जातः । अप्राकृतबीजजोऽपि स्वरूपतोऽपि महान् । कुलोत्कर्षः पितुरुत्कर्षः स्वरुपोत्कर्षश्चोक्तः । तस्य नामोत्कर्षमाह मुचुकुन्द इति ख्यात इति । तस्य वैदिकं सहज च धर्ममाह ब्रह्मण्यः सत्यसङ्गर इति । ब्राह्मणानां हितश्चेत्सर्वोऽपि वैदिको धर्मः सेत्यस्यति । सत्यः सङ्गरो युद्धं यस्य ॥१४॥

*<u>શ્લોકાર્થ -૧૪:</u> તે ઉત્તમ પુરૂશ ઈક્ષ્વાકુના કુલમાં જન્મેલો, માંધાતાનો પુત્ર મુચુકુંદ એ નામથી પ્રખ્યાત બ્રાહ્મણોનું હિત કરનારો અને સત્ય યુદ્ધવાળો હતો. (૧૪)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> તે મુચુકુંદ ભવિષ્યમાં ભગવાનનો ભક્ત થવાનો છે. તેથી આ કથા ભગવાનની જ છે. સાત શ્લોકોથી તેનું ઉત્તમપણું જણાવે છે. તેમ ન હોય તો ભગવાન સિવાયનાની કથા શ્રવણ કરવા યોગ્ય નહિ હોવાથી શ્રવણ કરનારાઓને અણગમો થાય. તે ઈક્ષ્વાકુના કુલમાં જન્મેલો હતો. મનુના પુત્રોમાં ઈક્ષ્વાકુ મુખ્ય હતો. તે માંધાતા યોનિમાંથી જન્મેલો હતો. પણ માત્ર પુંસવન જલમાંથી જન્મેલો હતો. તે અપ્રાકૃત દૈવી બીજમાંથી જન્મેલો હતો અને સ્વરૂપથી ઉત્તમ હતો. તે પ્રમાણે કુળનું ઉત્તમપણું (૨) પિતાનું ઉત્તમપણુ (૩) સ્વરૂપથી ઉત્તમપણું કહેલ છે.

મુચુકુંદ નામથી પ્રસિદ્ધ તેનું ઉત્તમપણું બતાવે છે. બ્રાહ્મણોનું હિત કરનારો અને સત્ય યુદ્ધ કરનારો વિશેષણોથી તેના વૈદિક અને સ્વભાવિક ગુણો કહેલા છે.




**स याचितः सुरगणैरिन्द्राद्यैरात्मरक्षणे ।**
**असुरेभ्यः परित्रस्तैस्तद्रक्षां सोऽकरोच्चिरम् ॥१५॥**

एवं षड्गुणयुक्त इति इन्द्राद्यैरात्मरक्षणे स याचितः । अनेन भगवत्तुल्यतैव निरूपिता । स्वरूपतो लोकतः कार्यतश्च गुरानामुत्कर्षो निरूपितः । संसाराद्भीताः महापुरुषमिव प्रार्थितवन्तो भविष्यन्तीत्याशङ्क्याह- असुरेभ्यः

परित्रस्तैरिति । ये हि देवानपि मारयन्ति, तानपि मारयित्वा, रक्षां कृतवानित्याह तद्रक्षामिति । दैत्यानां पलायने पुनरागमशङ्का भवतीति चिरकालं रक्षामकरोत् । यावदिन्द्रादयोऽतिपुष्टाः । क्षत्रियस्यायमेव धर्मः यज्ञादेरप्यधिक उक्तः ॥१५॥

सा च रक्षा पयर्वसानपरा जातेति रक्षाया अवधित्वं निरूपयन्नाह लब्ध्वा गुहमिति ।

*શ્લોકાર્થ -૧૫ : અસુરોથી ભય પામેલા, ઈંદ્ર વિગેરે દેવોના સમુહોનએ પોતાનું રક્ષણ કરવા તેને પ્રાર્થના કરી. તેણે લાંબા સમય સુધી તેઓનું રક્ષણ કર્યું. (૧૫)*

ભાવાર્થ, સુબોધિનીજી : એ પ્રમાણે તે છ ગુણવાળો હોવાથી ઈંદ્ર વિગેરેએ પોતાનું રક્ષણ કરવા તેને પ્રાર્થના કરી. આથી તે ભગવાનની સમાન હતો એમ કહેવાયું. તેના ગુણો, સ્વરૂપોથી લોકતી એન કાર્યથી ઉત્તમ હતો એમ કહેવાયું.

સંસારથી ભય પામેલા જીવો, મોટા પુરૂષને પ્રાર્થના કરે તેમ દેવોએ પ્રાર્થના કરી હશે એવી શંકા થાય તેથી અસુરોથી ભય પામેલા જીવો, મોટા પુરૂષને પ્રાર્થના કરે તેમ દેવોએ પ્રાર્થના કરી હશે એવી શંકા થાય તેથી અસુરોથી ભય પામેલા વિશેષણ યોજેલું છે. તેને રક્ષણ કર્યું એ શબ્દોથી કહેલું છે. દૈત્યો નાસી જાય ત્યારે તેઓ ફરી આવે એવો ભય થાય તેથી તેણે લાંબા સમય સુધી દેવોનું રક્ષણ કર્યું. યજ્ઞ વિગેરે કરતાં પણ અધિક ઉત્તમ ક્ષત્રિયોનો ધર્મ રક્ષણ કરવાનો કહેલો છે. (૧૫)

તે રક્ષણનો અંત લાવવાનો સમય થયો તેથી અંત જાણવા નીચેનો શ્લોક કહે છે.

**लब्ध्वा गुहं ते स्वःपालं मुचुकुन्दमथाब्रुवन् ।**
**राजन्विरमतां कृच्छाद्भवान्नः परिपालनात् ॥१६॥**

कार्तिकेयश्चेदुत्पन्नः, पश्चात्तारकादयो हता इति तस्य सेनापतित्वे जाते पश्चाद्विरामं प्रार्थयामासुः । अनेनास्य रयिन्यायेन स्वार्थाभावः सूचितः । अथ

स्वस्थाः सन्तः भिन्नप्रक्रमेण राजानमब्रुवन् । पूर्वं भीताः, इदानीं संतुष्टा इति भिन्नप्रक्रमः । तेषां वाक्यान्याह राजन्निति । क्रियमाणमादौ व्यावर्तयन्ति । नोऽस्माकं परिपालनरूपात् कृच्छात् विरमतामिति । यद्यपि स्वर्गे स्थितः, तथापि भोगाभावत् सर्वदा युद्धकरणाच्च क्लेश एव ॥१६॥

न केवलं देहक्लेशः अस्मत्परिपालने, किन्तु सर्वस्वमपि तव नष्टमित्याहु : **नरलोकं परित्यज्येति द्वाभ्याम् ।**

श्लोकार्थ-१६: *સ્વર્ગને પાલન કરનાર, કાર્તિકેયને પ્રાપ્ત કરીને પછી મુચુકુંદને તેઓએ કહ્યું. હે રાજા ! અમારૂ પાલન કરવાનું દુઃખ આપ બંધ કરો. (૧૬)*

ભાવાર્થ, સુબોધિનીજી : કાર્તિકેયનો જન્મ થયો પછી તારકાસુરને હણ્યા એટલે તે શેના પરથી થયો પછી તેને રક્ષણ કરવાનું બંધ કરવા પ્રાર્થના કરી. રાજાના નિયમ મુજબ મુચુકુંદને રક્ષણ કરવામાં સ્વાર્થ ન હતો. પહેલા ભય પામેલો હતા. અને હવે સંતોષ પામ્યા તેથી જુદો આરંગ કહેલો છે. અમારૂ પાલન કરવારૂપ દુઃખ બંધ રાખો. જાકે મુચુકુંદ સ્વર્ગમાં રહેલો હતો છતાં પણ તે ભોગ ભોગવતો ન હતો અને સદા યુદ્ધ કરતો હતો. તેથી તેને દુઃખ જ હતું. (૧૬)

અમારૂં રક્ષણ કરવામાં તારા દેહને દુઃખ થાય છે એટલું જ નહિ પણ તારા બધાનો નાશ થયો છે. એમ નીચેના બે શ્લોકથી ભોગ અને ભોગના સાધનો નાશ થયો છે.




**नरलोकं परित्यज्य राज्यं च हतकण्टकम् ।**
**अस्मान्पालयतो वीर कामास्ते सर्व उज्झिताः ॥१७॥**
**सुता महिष्यो भवतो ज्ञातयोऽमात्यमन्त्रिणः ।**
**प्रजाश्च तुल्यकालीना नाधुना सन्ति कालिताः ॥१८॥**

भोगो भोगसाधनानि च गतानीति । जन्मभूमिः सहजा च सर्वेषां सुखदा । अतो नरलोकपरित्यागोऽपि दुःखहेतुर्भवति । हतकण्टकं च राज्यमिति । शूरत्वात् अज्येष्ठत्वेऽपि एतदधीनमेव राज्यमित्यस्मिन्नेव भोगः प्रतिष्ठितः । एवं

सर्वथाऽनिषिद्धं भोगं परित्यज्य अस्मानेव पालयतः ते सर्व एव उज्झिताः त्वया सर्वेऽपि कामास्त्यक्ताः । तत्र हेतुः **वीरेति** । वीररसप्रधानः नान्यं कामं सुखत्वेन मन्यत इति । एतत्कीर्तनं महानुपकारः त्वयास्मासु कृत इति ज्ञापनार्थम् । दैहिका अपि निवृत्ता इत्याह **सुता महिष्य इति।** दिवसस्य स्वर्गे वर्षात्मकत्वात् तस्य कालाज्ञानम्, यथा ब्रह्मसभायां गतस्य रैवतस्य । अतो ज्ञापयन्ति । **महिष्यः** स्त्रियः, ज्ञातयो भ्रात्रादयः, **अमात्याः** सेवकप्रभवः, मन्त्रिणश्च । एते राज्यसंबन्धिन उभये **तुल्यकालीनाः** । प्रजा मित्राणि । अधुना ते तत्र न सन्ति, यतः **कालिताः** कालेन भक्षिताः । अनेन तत्र गन्तव्यमिति शङ्का निवर्तिता ॥१८॥

तर्हि भवद्भिः कथं तेषां रक्षा न कृता, देवा ह्यायुषः प्रभवो भवन्तीत्याशङ्क्याह **कालो बलीयानिति** ।

<u>શ્લોકાર્થ-૧૭-૧૮:</u> *હે વીર ! નરલોકનો અને નિષ્કંટક રાજ્યનો ત્યાગ કરીને અમારૂં રક્ષણ કરતાં તમારી સર્વ કામનાઓ તજેલી છે. આપના પુત્રો, રાણીઓ, સગાંઓ, પધાનો અને મંત્રીઓ અને પ્રજા જે તમારા સમયના હતા તેમનો કાલે નાશ કરેલો હોવાથી હવે તેઆ નથી. (૧૭-૧૮)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> જન્મભૂમી અને સાથે જન્મેલા પ્રાણીઓ સર્વને સુખ આપનારા હોય છે. તેથી નરલોકનો ત્યાગ પણ દુઃખનું કારણ છે. મુચુકુંદ મોટો પુત્ર ન હતો. પરંતુ શૂરવીર હોવાથી રાજ્ય કરતો હતો. તેથી એજ ભોગ ભોગવાન હતો પણ ભોગનો ત્યાગ કરીને અમારું જ રક્ષણ કરતાં તારી બધી જ કામનાઓ તજાએલી છે. હે વીર ! એવું સંબોધન છે. તે અમારી ઉપર મોટો ઉપકાર કરેલો છે. એમ જણાવવા આમ કહેલું છે. દેહના સંબંધીઓનો પણ તે ત્યાગ કરેલો છે. એમ પુત્રો, રાણીઓ વિગેરે કહે છે. સ્વર્ગમાં દિવસ એક વર્ષરૂપ હોવાથી જેમ બ્રહ્માની સભામાં ગયેલા રવૈતને કાલનું જ્ઞાન ન હતું તેમ મુચુકુંદને પણ કાલનું જ્ઞાન ન હતું. તેથી સગાંઓ, દેહના સંબંધિઓ, મંત્રીઓ, સેવકો, રાજ્યના સંબંધિઓ, પ્રજા વિગેર બધા હવે ત્યાં નથી. કારણ કે કાલે તેનો નાશ કરેલો છે. ત્યાં નરલોકમાં તારે જવું

જોઈએ એવી મુચુકુંદની આશાને તેમને કાઢી નાખી. (૧૮)

ત્યારે દેવોએ તેમનું રક્ષણ કેમ ન કર્યું? કારણ કે દેવો આયુષ્ય આપવાની સત્તાવાળા છે એવી શંકામાં હવે કહે છે.



**कालो बलीयान्बलिनां भगववानीश्वरोऽव्ययः ।**
**प्रजाः कालयते क्रीडन्पशुपालो यथा पशून् ॥१९॥**

बलिनां वाय्वासन्यगुणानां मध्ये । ततोऽपि बलीयान् । तत्र हेतुर्भगवानित । ननु धर्मे क्रियमाणे अक्लिष्टकर्मा भगवान् कथमस्मदीयान् भक्षितवानित्याशङ्क्याह ईश्वर इति । नहीश्वरे नियमोऽस्ति । तर्हि भगवान् भक्तस्य कथमेवं कृतवानित्याशङ्क्याह अव्यय इति । अक्षरात्मा सः । न तु पुरुषोत्तमात्मा । तेन न तस्य भक्तपक्षपातः । पक्षपातेऽपि अव्ययमेव पदं दास्यतीति पुत्रादीन् दूरीकृतवान् । तस्यायमेव स्वभाव इत्याह । क्रीडन्नपि प्रजाः कालयत इति । स हि यतस्ततः विक्षिप्तान् स्वस्मिंश्चानयति, स्वगृहे रोधयति । तस्मिन् दोषबुद्धिर्भविष्यतीति दृष्टान्तमाहुः पशुपालो यथा पशूनिति । बहिःस्थिताः पशवोपि व्याघ्रादिभिर्हन्यन्त इति । तथा कालोऽपि बहुकालं बहिःस्थिताः उत्पथा भविष्यन्तीति बहिर्न स्थापयति । अतः अशक्यप्रतिकारात्ते गताः ॥१२॥

तस्य मनः सन्तोषार्थं वरं वरयेत्याहुः ।

*<u>શ્લોકાર્થ -૧૯ :</u> બલવાનોથી પણ બલવાળો ભગવાન ઈશ્વર અવ્યય કાલ જે પશુઓને ભરવાડ રમતાં હાંકી જાય છે તેમ પ્રજાને રમતાં હાંકી લઇ જાય છે. (૧૯)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> વાયુ, આસન્ય ગુણોએ બલવાળા છે. તેઓથી પણ કાલ બલવાન છે. તેનું કારણ ભગવાન શબ્દથી કહેલું છે.

હું ધર્મ કરતો હતો ત્યારે કલેશ વગર કર્મ કરનારા ભગવાને મારા સ્ત્રી, પુત્ર, અમાત્ય વિગેરેનું ભક્ષણ કર્યું? એવી શંકા થાયૂ તેથી ઈશ્વર શબ્દ યોજેલો છે.કારણ કે ઈશ્વરને બંધન હોતું નથી.

ત્યારે ભગવાને ભકતને એવું દુઃખ કેમ કર્યું? એવી શંકા થાય તેથી અવ્યય

શબ્દ યોજેલો છે. તે કાલ અક્ષરરૂપ છે. પરંતુ પુરૂષોત્તમરૂપ નથી. તેથી ભકતનો પક્ષપાત કરતો નથી. પક્ષપાત કરતો હોય તો પણ જેનો વિનાશ ન થાય તેવું જ સ્થાન તે આપવાનો છે તેથી તેને પુત્ર વિગેરેને દૂર કર્યા. રમતાં પણ પ્રજાને હાંકી જાય છે. શબ્દોથી તેનો આજ સ્વભાવ છે. એમ કહે છે. કારણ તે છુટા છવાયેલાને તે પોતાની અંદર લાવે છે. પોતાના ઘરમાં પૂરે છે. કાલ આ પ્રમાણે કરતો નથી. તેનામાં દોષની બુદ્ધિ થાય તેથી જેને પશુઓને ભરવાડ લઈ જાય છે. એવું દૃષ્ટાંત આપેલું છે. વાડાની બહાર રહેલા પશુઓને વાઘ વિગેરે મારી નાખે તેથી ભરવાડ તેને વાડામાં પૂરે છે. તેવી રીતે ઘણા સમયથી બહાર રહેલા જીવો અવળા માર્ગે જતા થઈ જાય છે. તેથી કાલ પણ તેમને બહાર રહેવા દેતો નથી. તેથી તેમને જીવતા રાખવાનો કોઈ ઉપાય નહી હોવાથી તેઓ મરણ પામ્યા.(૧૯)

એવા મુચુકુંદને મનમાં સંતોષ થાય તે માટે હવે નીચેના શ્લોકથી કહે છે.

**वरं वरय भद्रं ते ऋते कैवल्यमात्मनः ।**

**एक एवेश्वरस्तस्य भगवान्विष्णुरव्ययः ॥२०॥**

ननु कालश्चेन्मामपि ग्रहीष्यति, तदा किं वरेणेत्याशङ्क्य अप्रार्थितमपि कालाग्रासं तुभ्यं दास्याम इति सूचयन्त आहुः भद्रं त इति । ते भद्रमेव, न कालग्रासोऽनिच्छत इत्यर्थः । तर्हि कालजयानन्तरं मोक्षो दीयतामित्याशङ्क्याहुः ऋते कैवल्यमिति । वयं हि संघातस्वामिनो देवास्तत्त्वांशाः । अतोऽस्माकं नात्मन्यधिकारः । कैवल्यं चात्मनः, देहादेस्तु कैवल्यमपुरुषार्थत्वादप्रार्थ्यम् । यद्यप्याधिदैविकाश्चेत्सर्वे निवृत्ता भवेयुः देहादेस्तु कैवल्यमपुरुषार्थत्वादप्रार्थ्यम् । यद्यप्याधिदैकाश्चेत्सर्वे निवृत्ता भवेयुः, तदा केवलता सिध्यतीति, कैवल्यमपि देवाधीनमेव, प्राणिनां दुःखनिवृत्तिरभिप्रेता, न परमानन्दप्राप्तिः, 'आत्मलाभान्न परं विद्यत' इत्यादिश्रुतिभिश्च सिद्धत्वाच्चात्मनः प्राप्ताप्राप्तविवेकेन स्मृतिन्यायेन कैवल्यमपि देवाधीनं भवति । तथापि भगवदाज्ञया प्रवृत्तिस्वभावा एवैते, प्रवृत्तावेव यथामिलषितं दातुं समर्थाः । नतु स्वतो निवृत्तौ । तथा सतीश्वरास्यापराधो भवेत् । भगवदानन्दो वा रूढया कैवल्यं

आनन्दाभिव्यक्तिर्वा । अतः कैवल्यव्यतिरिक्तं प्रार्थनीयम् । आत्मपदाच्चात्महितातिरिक्तं च प्रार्थनीयमिति सूचितम् । तर्हि कैवल्यसिद्धिः कथमित्याशङ्क्य तत्पभुं निर्दिशन्ति **एक एवेति** । तस्यात्मकैवल्यस्य एक एव प्रभुः । सर्वं सर्वेभ्यो दत्वा आत्मार्थं तत्स्थापितवानिति । यतो भगवान्, स्वतःसिद्धान्यैश्वर्यादीनीति । ननु तमसः परस्तात्पुरुषोत्तमो विद्यमानः अनधिकारत्विात् कथमात्मार्थे तत्स्थापितवान् । तथा सति कस्यापि मोक्षो न स्यादित्याशङ्क्याह विष्णुरिति । स एवात्र मोक्षं दातुं **विष्णुरिति** प्रसिद्धः । ततो विष्णोर्भगवत्त्वमधिकाररूपत्वं भगवत्त्वं चेति द्वयमुक्तम् । तेन कालातिक्रमोऽपि भवतीति सूचयितुमाहुः **अव्यय** इति । स व्ययरहितः । अनेन तस्य निरपेक्षतापि सूचिता । अनेन पालनाधिकारेऽपि निवृत्तिमपि कारयिष्यतीति बोधितम् । तेन देवानां कैवल्यादाने तस्य च कैवल्यदाने हेतुरप्युक्तः । अनुक्तमप्यत्रापेक्षितर्थादुक्तं ज्ञातव्यम् ॥२०॥

तत्र स विष्णुः कथं प्राप्तव्य इत्याशङ्कायाम्, सोऽवतरिष्यति मोक्षमेव दातुम्, तदा तस्य अनुवृतौ तदाज्ञाकरणे वा मुक्तिर्भविष्यतीति प्रतिवचने, कदा अवतरिष्यतीति पुनर्जिज्ञासायाम्, अष्टाविंशतितमे युगे अवतरिष्यतीत्वभिज्ञाय, तावत्पर्यन्तं तूष्णींस्थितौ कामादयः क्षुत्पिपासादयश्च बाधका भविष्यन्तीति, समाधावप्येतद्दुः खमिति, सुषुप्तिसमाध्योः तुल्यश्चानन्दानुभव इति, फलदाता विष्णुरेवेति योगादीनामप्रयोजकत्वात्, प्रयत्नधिक्येन क्लेशसम्भवाच्च, सुषुप्तिमेव प्रार्थयामास । ततो देवाः स्वकीयां निद्रां ददुः । ते ह्यस्वप्नाः । अर्थात्सुषुप्तिरेव भवतीति वरत्वेन निद्रां प्राप्य, तत्र विघ्नकर्ता दर्शनमात्रेणैव भस्मसाद्भविष्यतीत्यपि वरं प्राप्य, अष्टाविंशतियुगपर्यन्तं निद्रां कृतवानित्याह अशयिष्टेति ।

<u>શ્લોકાર્થ-૨૦:</u> તમારૂં ભલું થાવ. હવે તમે અમારી પાસે આત્માના <u>મોક્ષ સિવાય બીજો વર</u> માગો. ભગવાન વિષ્ણુ એકલા જ તે મોક્ષ આપવા શક્તિમાન છે. (૨૦)



ભાવાર્થ, સુબોધિનીજી : કાલ મને પણ નક્કી લેશે. તો પછી વરનું શું પ્રયોજન ? એવી શંકા થાય તેથી એવો વર માગેલ ન હોવા છતાં કાલ ખાઇ ન જાય તેવો વર તને આપીશું એમ સૂચવતાં તમારૂં ભલુ થાવ એમ કહે છે. તમારૂં ભલુ જ થશે એટલે તમારી ઇચ્છા ન હોય ત્યાંસુધી કાલ તમને ખાઇ નહી જાય. એવો અર્થ છે.

ત્યારે કાલના વિજય પછી મોક્ષ આપો. એવો વર માગશે. એવા ભયથી મોક્ષ સિવાય એવા શબ્દો છે. કારણ કે હમો દેહના સ્વામી દેવો તત્વના અંશો છે. તેથી આત્માના વિષયમાં અમારો અધીકાર નથી. અને મોક્ષ આપવાનો થાય છે તે આત્માનો થાય છે. દેહ વિગેરેનો મોક્ષ તો પુરૂષાર્થરૂપ નહિ હોવાથી માગવા યોગ્ય જ નથી.

જોકે ઇંદ્રિઓના બધા દેવો કામ કરતા અટકી જાય તો તેવા સમયે આત્માને કેવલપણું (ઇંદ્રિયોના સંબંધ વગરના થવાનું) પ્રાપ્ત થાય છે. એટલે મોક્ષ પણ દેવોને જ આધિન છે. પ્રાણીઓને દુઃખ મટે એજ ઇચ્છેલું હોય છે. પરમાનંદ પ્રાપ્ત થાય એ ઇચ્છેલું હોતું નથી અને આત્માની પ્રાપ્તિથી અધિક કાંઇ નથી. વિગેરે શ્રુતિઓથી સિદ્ધ થતું હોવાથી આત્માએ વિવેક પ્રાપ્ત કર્યો છે કે પ્રાપ્ત કર્યો નથી. એ સ્મૃતિના નિયમ મુજબ મોક્ષ પણ દેવોને જ આધિન છે. તો પણ દેવો ભગવાનની આજ્ઞાને લીધે કામ કરવાના સ્વભાવવાળા જ છે. કામ કરવામાં આવે ત્યારે જેટલું ઇચ્છેલુ હોય તેવું આપવાની શક્તિવાળા છે. પણ પોતે કામ કરતાં અટકીને ઇચ્છેલું આપવાની શક્તિવાળા નથી તેમ કહે તો ઇશ્વરનો અપરાધ થાય. અથવા રૂઢીને લીધે મોક્ષ એટલે ભગવાન સંબંધિ આનંદ અથવા આનંદનું પ્રગટ થવું તે. તેથી મોક્ષ સિવાયનું માગવું. વળી આત્મા શબ્દથી આત્માના હિત સિવાયનું માગવું. ત્યારે મોક્ષ કેવી રીતે પ્રાપ્ત થશે? એવી શંકા થાય તેથી તે આત્માનો મોક્ષ આપવાની શક્તિવાળો એક જ છે. કારણ કે બીજું સર્વ દેવોને આપી, પોતાને માટે તે રાખેલ છે. કારણ કે તે ભગવાન છે. તેમનામાં ઐશ્વર્ય વિગેરે પોતાને મળી રહેલાં છે. અંધકારની પેલે પાર પુરૂષોત્તમ રહેલા છે. તે અધિકારી નહિ હોવાથી પોતાને માટે મોક્ષ આપવાની શક્તિ કેમ રાખી? તેમ હોય તો કોઇનો પણ મોક્ષ થાય નહિ એવી

શંકા થાય. માટે વિષ્ણુ નામથી પ્રસિદ્ધ થયા છે. તેથી વિષ્ણુમાં ભગવાનપણું અને અધિકારરૂપ ભગવાનપણું એવા બે ગુણ રહેલા છે. તેમનાથી કાલનું ઉલ્લઘંન પણ થાય છે એમ જણાવવા અવ્યય શબ્દ યોજેલ છે. તેમનો નાશ થતો નથી. આ શબ્દથી તેમને કોઈની દરકાર નથી એમ સૂચવેલું છે. આથી જગતનું પાલન કરવાનો અધિકાર હોવા છતાં પણ તે નિવૃત્તિ કરાવશે. તેથી દેવો મોક્ષ આપતા નથી અને તેજ મોક્ષ આપે છે. તેનું કારણ પણ કહ્યું. આ શક્તિ વિષ્ણુમાં જ છે. તો હવે વિષ્ણુની પ્રાપ્તિ કેવી રીતે થશે? એવી શંકા થતાં તે મોક્ષ આપનાર અવતાર ધારણ કરશે ત્યારે તેમને પ્રસન્ન કરવાથી મુક્તિ થશે એવો ઉત્તર મળતાં ફરીથી પ્રશ્ન થયાં કે તે કયારે અવતાર ધારણ કરશે? એ જાણવાની ઈચ્છા થતાં અઠાવીસમાં યુગમાં તે અવતાર ધારણ કરશે એમ જાણીને ત્યાંસુધી શાંત રહેવામાં ભુખ અને તરસ પીડા કરશે. વળી સમાધિમાં પણ આ દુઃખ છે. તેથી સુષુપ્તિ તથા સમાધિમાં આનંદનો અનુભવ સરખો છે. તેથી ફૂલ આપનાર વિષ્ણુ જ હોવાથી અને યોગનું પ્રયોજન નહિ હોવાથી તેમને સુષુપ્તિ જ માગી. તેથી વર તરીકે નિદ્રા પ્રાપ્ત કરીને તે નિદ્રામાં વિધ્ન કરનારો મુચુકુંદે જોવાથી બળીને રાખ થઈ જશે. એવો વર પ્રાપ્ત કરીને તેને અઠાવીશ યુગ સુધી નિદ્રા પ્રાપ્ત કરી.




**एवमुक्तः वै देवानभिवन्ध महायशा : ।**
**अशयिष्ट गुहाविष्टो निद्रया देवदत्तया ॥२१॥**
**गुहायां शीतवाताद्युपद्रवाभावात् तत्राविष्ट निद्रां कृतवान् ॥२१॥**
**एवं प्रासङ्गिकमुक्तवा प्रस्तुतमाह यवन इति ।**
**यवने भस्मसान्नीते भगवान्सात्वतर्षभ : ।**
**आत्मानं दर्शयामास मुचुकुन्दाय धीमते ॥२२॥**

देवानामभिवन्दनं तत्प्रत्याशया स्थितत्वं भगवन्माहात्म्यश्रवणेन श्रद्धा चेति गुणत्रयं तस्य द्दष्ट्व, भक्तहितम प्रसङ्गात्तत्कृतं ज्ञात्वा, यवने भस्मसान्नीते, भगवान् सर्वज्ञः सर्वसमर्थश्च सात्वतानामृगषभः स्वामी ताद्दशाय चेत् कृपां न कुर्यात्, तदा भक्तानां दुःखमपि भवेदिति भक्तहितकारित्वं स्वतन्त्रत्वं

चावलम्बितवानित्याशयेनाह सात्वतर्षभ इति । तत्र प्रथमं हितचर्यामाह आत्मानं दर्शयामासेति। ननु प्राकृताय सर्वसाधनं परित्यज्य निद्राणाय कथमात्मानं दर्शितवानित्याशङ्क्याह मुचुकुन्दायेति। सर्वत्र उकारः दोषामावसूकः । मकारः पुरुष आनन्दः, मुद्रं (मुद्) वा परमानन्दः । चुशब्देन निर्दुष्टं चैतन्यम् । कुशब्देन निर्दुष्टः सदंशः । सच्चिदानन्दरूपं पूर्वं ज्ञानादिद्वारा लोकेभ्यो दत्तवानिति तादृशाय स्वरूपं प्रदर्शनीयमेव । ज्ञापनं नापेक्ष्यत इति, विरुद्धं वा न मंस्यत इत्यत आह धीमत इति। स हि बुद्धिमान् । पूर्वोपदेशमपि स्मरतीत्यपि सूचितम् ॥२२॥

ततो यज्जातं तदाह तमालोक्येति चतुर्भिः ।

<u>શ્લોકાર્થ - ૨૧:</u> *એમ કહેવાએલા ઘણા યશવાળા મુચુકુંદે દેવોને વંદન કરી ગુફામાં પ્રવેશ કરી દેવોએ આપેલી નિદ્રાને લીધે નિદ્રા કરી. (૨૧)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> ગુફામાં ટાઢ, તડકો વિગેરે ઉપદ્રવો નહિ હોવાથી તેમાં પ્રવેશ કરી તેને નિદ્રા કરી. (૨૧)

એ પ્રમાણે કથા કરી નીચેના શ્લોકથી ચાલુ કથા કહે છે.

<u>શ્લોકાર્થ-૨૨:</u> *યવન બળીને ભસ્ય થતાં, વૈષ્ણવોના સ્વામી ભગવાને બુદ્ધિમાન મુચુકુંદને પોતાના દર્શન કરાવ્યાં. (૨૨)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> દેવાએ કરેલું નયન તેમને ભગવાનની સાથે રહવું ભગવાનનું મહાત્મ્ય સાંભળવાથી પ્રાપ્ત થએલી શ્રદ્ધા એ ત્રણ ગુણો જોઈને, તેને દેવોનું હિત કરેલું તે પણ જાણીને, યવન બળીને રાખ થયો ત્યારે વૈષ્ણવોના પતિ ભગવાને, મુચુકુંદ પર ન કરે તો ભક્તોને દુઃખ પણ થાય તેથી તેમને દર્શન કરાવ્યાં. વૈષ્ણવોના સ્વામીએ શબ્દ યોજેલો છે. તેથી આરંભમાં પોતાના દર્શન કરાવ્યાં. શબ્દોથી હિત કરનારૂં આચરણ કહેલું છે.

મ શબ્દનો અર્થ પુરૂષનો આનંદ મુઢ એટલે પરમાનંદ ચુ અક્ષરનો દોષ વગરનું ચૈતન્ય છે. કુ અક્ષર દોષ વગરનો સત્ અંશ છે. મુચુકુંદે જ્ઞાન વિગેરે મારફત લોકોને સત્ ચિદાનંદરૂપ આપેલું છે. તેથી ભગવાને તેને દર્શન કરાવવાં

एष इति पूर्वमनुभूतः । स सर्वोऽपि शोकेन पुर एवावतिष्ठते । अजितेति संबोधनम् । न कालेन भवान् जितः, वयं तु जिता इति स्वदुःखनिवेदनमप्युक्तम् । कालो हि पुरुषस्य पुरुषार्थसाधने हेतुर्भवति । तदभावे निष्फल एव गतः । ननु विवेकयुक्तो भवान्, कथमेवं वदतीत्याशङ्क्याह राज्यश्रियोन्नद्धमदस्येति । राज्यश्रिया परमोन्मादजनिकया उन्नद्धो मदो यस्य । ननु राज्यश्रियाः मदजनकत्वे को हेतुः, तत्राह भूपतेरिति । सर्वे हि दोषा भूमौ भवन्ति, न स्वर्गे, नापि पाताले । तस्याश्च पतिः तद्दोषेण दूषित एव भवति । अतो दोषसंबन्धात् सज्वरस्यान्नभोजनमिव श्रियापि बुद्धिनाश एव भवति । किञ्च । मर्त्यात्मबुद्धेरिति । मर्त्ये मरणधर्मके शरीरे आत्मबुद्धिर्यस्य । पापं तु भूपतित्वजनितमल्पम्, आत्मनोन्यथाज्ञानं तु महत्पापम् । 'योऽन्यथा सन्तमात्मानमन्यथा प्रतिपद्यते । किं तेन न कृतं पापं चौरेणात्मापहारिणे'ति वाक्यात् । नित्यं चात्मानं बुद्ध्या मारयतीति मर्त्यपदेन वधदोषोऽपि सूचितः । किञ्च । सुतदारकोशभूषु आसमन्तात्सज्जमानोऽपि जातः । ममतामपि भवदीयेषु अकृत्वा पुत्रादिषु चतुर्षु कृतवान् । तत्राप्यासक्तिम्, तत्रापि तेषां तत्संबन्धेनात्मनश्च सहस्रचिन्तायुक्तः, तदीयान् पोषयिष्यामि, तच्छत्रून्मारयिष्यामीत्यादि दुरन्ता चिन्ता । यस्या अन्तोऽग्रिमफलं नरकपात इति। एवं त्रिदोषेण अहमपि मग्नः । आयुषो निष्फलता, मर्त्यात्मबुद्धिः, पुत्रादिष्वासक्तिश्चेति । एकैकमप्यनर्थायेति न्यायेन चतुष्टमुक्तम् ॥४७॥

एवं त्रिविधानामपि मोहमुक्त्वा विशेषतः स्वस्य परमं दोषत्रयमाह कलेवरेऽस्मिन्निति त्रिभिः ।

<u>શ્લોકાર્થ - ૪૭ :</u> હે અજીત ! રાજસની લક્ષ્મીને લીધે, વધી ગયેલ મદવાળા દેહમાં આત્મબુદ્ધિ રાખનારા, પુત્ર, રત્ન ખજાનો અને ભૂમીમાં આસક્તિવાળા હું ભૂપતિનો આ કાલ દુષ્ટ પરિણામવાળી ચિંતાથી નકામો ગયો. (૪૭)

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> હે અજીત ! એવું સંબોધન છે. આપ કાલથી પણ જીતાએલા નતી. પણ હું જીતાએલો છું એવું પોતાનું દુઃખ પણ કહેલું

છે. કારણ કે પુરૂષને પુરૂષાર્થ પ્રાપ્ત કરવામાં કાલ સાધન છે અને તે પ્રાપ્ત ન થાય તો કાલ નકામો ગયો. વિવેકવાળો તું એમ કેમ બોલે છે? એવી શંકા થાય તેથી રાજયની લક્ષ્મીને લીધે વધી ગયેલા મદને લીધે એ વિશેષણ યોજેલું છે. એવા મદવાળો હું છું.

રાજયની લક્ષ્મી મદ ઉત્પન્ન કરનાર થાય તેનું શું કારણ? એવી શંકા થાય તેથી ભુપતિ શબ્દ યોજેલો છે. કારણ કે બધો દોષો સ્વર્ગમાં નહિ તેમજ પાતાલમાં પણ નહિ પણ ભૂમીમાં રહેલા છે. તે ભૂમીનો પતિ તેના દોષથી દોષવાળો જ થાય તેથી રાજ્યની લક્ષ્મીને દોષનો સંબંધ હોવાને લીદે તાવવાળો અન્નનું ભોજન કરે તેમ તે લક્ષ્મીથી બુધ્ધિનો મર્ત્યે મરણ જેનો ધર્મ છે તેવા દેહમાં આ આત્મા છે. એવો હું છું. ભૂપતિપણાને લીધે ઉત્પન્ન થએલુ પાપ તો થોડું છે. પરંતુ જે એક પ્રકારના આત્માને બીજા પ્રકારનો જાણે છે. તે આત્માને હરનાર ચોરે શું પાપ નથીં કર્યુ ? એ વાક્ય પ્રમાણે આત્માનું ખોટુ જ્ઞાન તો ભારે પાપ છે અને આત્માને સદા બુધ્ધિથી હણે છે. એમ મરણ ધર્મવાળા શબ્દથી સૂચવેલ છે. વળી પુત્ર, સ્રી, ખજાનો અને ભૂમીમાં આસક્તિવાળો પણ હું થયો. આપના સેવકોમાં મમતા ન કરતા, પુત્ર વિગેરેમાં મમતા કરી અને તેમાં આસક્તિ કરી. એટલે તેઓની હું પોષણ કરીશ. તેમાના શત્રુઓને હું હણશ એવી ચિંતાથી તેનું ભાવી ફલ નરકમાં પડવું એજ છે. તેથી દુષ્ટ પરિણામવાળી ચિંતા મને થઈ. એ પ્રમાણે આયુષ્ય મારૂં નકામુ ગયું. દેહમાં ત્રિદોષમાં હું ડુબ્યો. આ બધા અનર્થ કરનારા છે. એમ ચાર દોષો કહ્યા. (૪૭)

એવી રીતે ત્રાણે પ્રકારના દોષો જે જીવોના છે તેનું વાર્ગન કરી પોતાના ત્રાણ મોટા દોષોનું વાર્ગન નીચેના શ્લોકથી કહે છે.

कलेवरेऽस्मिन्घटकुड्यसंनिभे निरूढमानो नरदेव इत्यहम् ।
वृतो रथेभाश्वपदात्यनीकपैर्गां पर्यटंस्त्वाऽगणयन्सुदुर्मदः ॥४८॥
प्रमत्तमुच्चैरितिकृत्यचिन्तया प्रवृद्धलोभं विषयेषु लालसम् ।
त्वमप्रमत्तः सहसाभिपद्यसे क्षुल्लेलिहानोऽहिरिवाखुमन्तकः ॥४९॥

**पुरा रथैर्हेमपरिष्कृतैश्चरन्मतङ्गजैर्वा नरदेवसंज्ञितः ।**
**स एव कालेन दुरत्ययेन ते कलेवरो विट्कृमिभस्मसंज्ञितः ॥५०॥**

कालेन ग्रासोऽत्र निरूप्यते । तत्र कालस्य दोषाभावाय स्वदोषं निमित्तत्वेन् निरुपयति कलेवर इति । अस्मिन् कलेवरे शरीरे निरूढमानाः सन् सुदुर्मदो भूत्वा त्वामगणयन् जातोऽस्मि, तदा त्वं अन्तको भूत्वा अभिपद्यस इति द्वयोः संबन्धः। भगवतो ग्रासे षट् दोषाः अस्मदीया निमित्तभूताः । आदौ कलेवरं कले कलने कालभक्षणे वरमुत्कृष्टम् । कालः प्रथमतस्तदेव भक्षयति मृत्पाषाणादिभ्यः । अत एव प्रस्तरादयः चिरस्थायिनः, कलेवरमाशुतरविनाशि । न हि कालस्य भक्ष्ये तत्वेनैव कृते स्वस्याभिमानः सुखदायी भवति । किञ्च । अस्मिन्निति शयानः स्वकीयो देहः प्रदर्शितः । असंस्कृतो मृतप्रायः । अनेन स्वतोऽपि दोष उक्तः । परिच्छेदाचेतनत्वे निरूपयति । यथा घटः जलानयनार्थमुयुंज्यते, तच्च जलमन्यत्र विनियुज्यते, तथा कर्माणि संपाद्यन्ते, पुनस्तानि यत्र क्वचिद्विनियुज्यन्त इति । तादृशस्य केवलं कर्मसाधनभूतस्य आत्मतया स्वीकारः अत्यन्तं कुमतिफलम् । किञ्च। कुड्यसन्निभं भवेत् । कुड्ये गृहे यथा कश्चित्तिष्ठति, तथा कियत्कालस्थित्यर्थं भगवता कृतम् । एवमधिकरणत्वेन करणत्वेन आत्मनोभेदे प्रतीयमानेऽपि पुनस्तत्र निरूढमानः नितरां रूढो मानोऽभिमानोऽहमेवेति यस्य। अयमेकः पञ्च पर्वात्मको महान् दोषः। द्वितीयमाह नरदेवेति । नरत्वमेव सन्दिग्धम्, कुतोऽमेध्यमाण्डस्य देवत्वम् । नराणां देवः पूज्यो राजा । इतीति निश्चयार्थे । अहमित्यनुभवः प्रमाणम् । अतोऽत्र पर्वत्रयं निरूपितम् । तृतीयं दोषमाह वृत्त इति। रथादिभिश्चतुर्भिः सेनाङ्गैः सहितं यदनीकं सेना तेषां रक्षकैः सेनापतिभिः वेष्टितः । ते हि दुष्टाः धातुकाः । तैः सहित इति दुःसङ्गो निरूपितः । भूभाररूपं चतुर्थं दोषमाह । गां पर्यटनन्निति । नतु भूमौ कश्चन पुरुषार्थः साध्यते, किन्तु भूमिमेव परितः अटते । महान्तं दोषमाह पञ्चमं त्वामगणयन्निति । यदधीनं सर्वं स एव न गण्यत इति । सुष्ठु दुष्टो मदो यस्येति स्वाज्ञानमपि । एवं बह्विर्दोषैर्व्याप्तं कालो भक्षयतीत्याह प्रमत्तमिति । एते षट् दोषाः सहजाः । ते च मिलिताः शीघ्रं

फलपर्यवसायित्रिदोषमुत्पादयन्तीति निरूप्यते । उच्चैरितिकृत्यचिन्तया प्रमादः। प्रवृद्धो लोभः । विषयलालसेति । तुल्यत्वाभावाय भगवतो दोषत्रयाभावश्च निरूप्यते । अप्रमत्तः क्षुल्लेलिहानः लोभरहितः विषयलालसारहितत्वाय सहसाभिपद्यस इति । यो हि विषयलालसः स कार्ये शिथिलप्रयत्नो भवति, भोगाभिनिवेशात्, कियाभोगयोर्विरोधात् । तस्य दोषाभावाय दृष्टान्तः प्रमत्तः असावधानः स्वार्थे । तत्र यद्यप्यज्ञानमपि हेतुः, तथापि दोषान्तरमप्याह उच्चैरितिकृत्यचिन्तयेति । इत्येतावन्निश्चयेन कर्तव्यमिति । एवं वा कर्तव्यमिति। उच्चैरिति सर्वापेक्षया इदमेवावश्यकम् । तत्रापि यदि कार्यमुपस्थितं भवेत्, तदा दोषो वा न भवेत् । तदपि नास्तीत्याह च न्तयेति । चिन्तामात्रमेव। अनेनान्तःकरणं तत्रैव व्यापृतमिति । भगवता आत्मार्थमन्तःस्थापितं बहिर्विनियुक्तमिति महानेवापराधो निरूपितः । अयमसिद्धार्थसाधनरूप इति सिद्धार्थे भिन्नं दोषमाह । प्रकर्षेण वृद्धो लोभो यस्येति। उपभोगार्थं हि तस्य सम्पादनं तदपि कृत्वा स्थापयत्येव, नोपभुङ्क्ते । किञ्च । भुक्त्वापि तद्गतवैरस्यं ज्ञात्वापि पुनर्लालसो भवति । विषं यान्तीति विषयाः । विषं हि मारकं मृत्युखुरखम्, तत्र स्वयं गच्छन्तः इतिभक्तमपि नयन्ति । एकोऽपि नयेत्, किं पुनर्बहव इति बहुवचनम् । यद्यपि भगवत इतिकृत्यचिन्ता वर्तते, अन्यथा न मारयेत्, तथापि न प्रमत्तः। अत एव हेतुर्वर्तत इति साध्यप्राप्तौ निषेधः। सहसेति । यदैव दोषत्रयोद्भवः, तदैव प्रतीकारकरणात्। पूर्वमेव क्वपि पलायनाभावायाभीति। कालस्य रूपमहिरिति। आखुश्च लीलाकर्ता, अन्यस्य भक्ष्यरूपं शरीरं गृहीत्वा सर्वदा सर्वोपकाराय व्यापृतो भवति। ननु राज्ञोऽयं धर्मः परिपालनं कर्तव्यम्, तदर्थं शत्रवश्च मारणीयाः, तदर्थं चतुरङ्गबलसङ्ग्रहः, प्राणिनां हितार्थे धनग्रहणम् , कर्मफलभोगार्थं च विषयलालसेति गुणभूता एवैते किमिति दोषत्वेन गण्यन्ते इत्याशङ्क्याह पुरा रथैरिति । सत्यमेवं भवेत्, यद्ययं देहो देवो भवेत्, पूर्वं रथादिभिः चरन्नपि, राजत्वेन सम्मानितोऽपि, कलेवरो देहो विट्कृमिभस्मसंज्ञामेव लभते । मृतदेहस्य त्रिधा विनियोगः । काकादिभिर्भक्षिते विट्, शीर्णं सत् कृमयो वा भवन्ति, दाहे भस्म वा भवति ।

तामसराजससात्विकभावा निरूपिताः । अतः पर्यवसाने दुष्टत्वात् वृथाभिमानो दोषायैवेत्यर्थः ॥५०॥

एवं फलतः दोषानुक्त्वा क्रियातोऽपि त्रैविध्यमाह निर्जित्य दिक्कमिति त्रिभिः

શ્લોકાર્થ - ૪૮-૪૯-૫૦ : ઘડા અને ઘર જેવા આ દેહમાં હું નરદેવ છું. એવું જેનું અભિમાન વધી ગયએલ તેવો હું, રથ, હાથી, અશ્વ અને પાયદળના સેનાપતિઓથી વીંટાએલો પૃથ્વી પર ફરતાં ઘણા દુષ્ટ મદવાળો થઈ, આપની ગણના ન કરનારો થતાં જેમ ભૂખને લીધે ગલોફાં ચાટતો સાપ ઉંદરને એકાએક ઝડપી લે છે તેમ, ઝડપથી આટલું કરવું જોઈએ એવી ચિંતાથી ભાન વગરના થએલા. જેનો લોભ ઘણો વધેલો છે તેવા અને વિષયોમાં લાલસાવાળાને કાલરૂપ સાવધાન આપ એકાએક ઝડપી લો છો. પહેલાં આ દેહ સૂર્વાંગથી શણગારાએલા રથોથી અથવા હાથીઓથી ફરતો અને નરદેવ અમે ઓળખાતો, તેજ જેનું ઉલ્લંઘન થઈ ન શકે તેવા આપના સેવક કાલને લીદે વિષ્ઠા, કીડા અને ભસ્ય એવું નામ પામે છે. (૪૮-૪૯-૫૦)

ભાવાર્થ, સુબોધિનીજી : કાલ ગળી જાય છે. તેનું અહીં નિરૂપણ છે. તેમાં કાલનો દોષ નથી. એમ જણાવવા પોતાના દોષો જણાવે છે. આ कलेवरे શરીરમાં જેનું અભિમાન વધી ગએલ છે તેવો, ઘરા મદવાળો થઈ, આપની ગણના ન કરનારો હું થાઉં છું. ત્યારે આપ કાલરૂપ થઈ ઝડપી લો છો એવો શ્લોકનો સંબંધ છે. ભગવાન ગળી જાય છે તેનું કારણ છ દોષો છે. (૧) આરંભમાં 'कलेवरम्'કાલે ઝડપી લેવામાં તે ઉત્તમ છે. માટી, પત્થરા વિગેરેમાં કાલ શરીરનું પ્રથમ ભક્ષણ કરે છે. તેથી કલેવર તરત નાશ પામે છે. કાલનું જે ભક્ષ્ય છે તે શરીર તેમાં પોતાનું અભિમાન (હું છું એવી બુદ્ધિ) સુખ આપનારી હોતી નથી.

વળી 'આ' શબ્દથી પોતાનો સૂતેલો દેહ મુચુકુંદ બતાવે છે. તે સંસ્કાર વગરનો છે. મરેલા જેવો છે. જેમ ઘડો જલ લેવામાં અને લાવવામાં ઉપયોગી છે અને તે જલ બીજાના કાર્યમાં ઉપયોગમાં લેવામાં આવે છે. તે પ્રમાણે

દેહથી કર્મ કરવામાં આવે છે અને તેમનો જ્યાં ત્યાં ઉપયોગ કરવામાં આવે છે. તેમ દેહનું જડપણું જણાવે છે. તેવા માત્ર કર્મ કરવાના સાધન બનેલા દેહને આત્મા તરીકે સ્વીકાર અતન્યત દુષ્ટબુદ્ધિનું ફલ છે. વળી તે ઘર જેવો છે. જેમ ઘરમાં કોઈ રહે તેમ કેટલાક સમય સુધી રહેવા માટે ભગવાને તે કલેવર કરેલું છે. એ પ્રમાણે રહેવાના સ્થાન તરીકે, કર્મ કરવાના સાધન તરીકે તે આત્માથી જુદુ જણાતું હોવા છતાં, આ હું છું એવું અભિમાન છે તેવો હું છું. આ પાંચ અવયવોવાળો એક મોટો દોષ છે.

(૨) હું નરદેવ છું એ બીજો દોષ કહે છે. નર હોવાપણું જ શંકાવાળું છે. જીવને રહેવાનું અપવિત્ર કામ દેવ કેમ હોઈ શકે? નરોનો દેવ એટલે નરોએ પૂજવા યોગ્ય રાજા 'इति' એમ શબ્દ નિશ્ચય જણાવે છે. હું શબ્દથી મારો અનુભવ પ્રમાણ છે. તેથી અહીં ત્રણ અવયવો ગણાયા.

(૩) રથ, હાથી, અશ્વ અને પાયદળના સેનાપતિઓથી વીંટાએલા શબ્દથી ત્રીજો દોષ કરેલ છે. તેમનાથી વીંટાએલો એટલે તે હણનારા દુષ્ટ હતા એટલે તેમની સાથે રહેનાર એમ કુસંગ કહ્યો.

(૪) પૃથ્વી ઉપર ફરતાં શબ્દોથી ભૂમીના ભારરૂપ ચોથો દોષ છે.

(૫) આપની ગણના ન કરનારો શબ્દથી પાંચમો દોષ કહેલ છે. કેમ કે જેમને સર્વ આધીન છે તેમની ગણના કરવામાં આવતી નથી.

(૬) સારી રીતે દુષ્ટ મદ છે. જેનો શબ્દોથી પોતાનું અજ્ઞાન જણાવે છે. એ પ્રમાણે છ દોષથી ઘેરાએલાનું કાલ ભક્ષણ કરે છે. આ છ દોષો કુ દરતી છે. તેઓ ભેગા થઈ તરત જ ફલ પ્રાપ્ત કરાવે તેવા (૧) ઝડપથી આટલું કરવું જોઈએ. એવી ચિંતાથી ભાન વગરના થવું. (૨) ઘણો વધેલો લોભભ (૩) વિષયોની લાલસા એ ત્રિદોષને ઉત્પન્ન કરે છે.

પોતે ભગવાનની સમાન નથી. ભગવાનમાં ત્રાણ દોષો નથી. એમ જણાવે છે. સાવધાન, ભૂખને ગલોફાં ચાટતા એટલે લોભ વિનાના વિષયોની લાલસા વિનાના જણાય તે માટે એકએક ઝડપી લેનારા કારણ કે ક્રિયા (પ્રયત્ન) અને ભોગ એકબીજાથી વિરૂધ્ધ છે.

તેમનામાં દોષ નથી એમ જણાવવા 'प्रमत्त' એટલે પોતાના પુરૂષાર્થમાં ભાન વિનાનો એવું દ્દષ્ટાંત કરેલું છે. તેમાં અજ્ઞાન પણ કારણ છે. છતાં પણ ઝડપથી આટલું કરવું જોઇએ એવી ચિંતાથી શબ્દથી બીજો દોષ પણ કહેલો છે. ઈતિ આટલું અવશ્ય કરવું જોઇએ. ઝડપથી શબ્દથી બધામાં આ જરૂરી છે. એમ ચિંતાથી શબ્દથી માત્ર ચિંતા જ રહે છે. કારણ કે આને અન્તઃકરણને તે ચિંતામાં જ રાખેલ છે. ભગવાને પોતાને રહેવા માટે દેહની અંદર અન્તઃકરણ રાખેલું છે. તેમાં બહારમાં ઉપયોગ કર્યો તો ઘણો મોટો અપરાધ જણાવ્યો જેનો લોભ ઘણો વધેલો છે. વિશેષણથી પ્રાપ્ત થએલ પદાર્થમાં બીજો દોષ રહેલો છે. કારણ કે તે ઉપયોગ માટે પ્રાપ્ત કરવામાં આવે છે. તે પ્રાપ્ત કરીને પણ રાખી મૂકે છે. ભોગવતો નથી. વળી ભોગવ્યા પછી પણ લાલસા કરે છે. વિષપણું પામે તે વિષયો. વિષ હણનારું મૃત્યુનું મુખ છે. તેમાં વિષયો પોતે પોતાના ભક્તને પણ લઈ જાય છે. એક વિષય પણ મૃત્યુના મુખમાં લઈ જાય છે. તો ઘણનું તો કહેવું જ શું? એમ જણાવવા બહુવચન છે.

જો કે ભગવાનમાં પણ આ કરવું જ છે એવી ચિંતા હોય છે તેમ ન હોય તો દોષવાળાને હણે નહિ પણ તે ભાન વગરના થતા નથી. સાધ્યની પ્રાપ્તિ થઈ નથી એમ કહેલું છે.

એકાએક એટલે જ્યારે ત્રિદોષ થાય ત્યારે તરત જ તેનો ઉપાય કરે તે પહેલાં ક્યાંય પણ નાસી ન જાય તે માટે સાપ એ કાલનું રૂપ છે. અને ઉંદર એ જીવ છે. બીજાનું ભક્ષ્ય શરીર ધારણ કરી સદા તે સર્વનું બુરૂ કરવામાં મશગુલ છે.

રાજાનો આ ધર્મ છે કે રક્ષણ કરવું અને તે માટે શત્રુઓને હણવા અને તે માટે ચાર અવયવોવાળી સેના રાખવી. ધન લેવું અને કર્મના ફલ ભોગવવાં અને વિષયોની લાલસા રાખવી. તેથી આ ધર્મો ગુણો જ બનેલા છે. તેમને દોષ કેમ ગણવામાં આવે છે? એવી શંકામાં જો આ દેહ દેવ હોય તો એ ધર્મરૂપ થાય. રાજા તરીકે તેને માન આપવામાં આવેલ હોવા છતાં 'कलेवर' દેહ વિષ્ઠા, કિડા, અને ભસ્મ એવું જ નામ પામે છે. મરણ પામેલા દેહ ત્રણ પ્રકારે પડે છે. (૧) કાગળા વિગેરે તેનું ભક્ષણ કરે તો તે વિષ્ઠા થાય. (૨) સડી જાય તો કિડા થાય છે. (૩) અથવા બાળવામાં આવે તો ભસ્મ થાય છે. આ

રાજસ, તામસ્ અને સાત્વિક સ્થિતિ જણાવી. તેથી અભિમાન રાખવાથી દોષ જ થાય છે એવો અર્થ છે. એ પ્રમાણે ફલથી દોષોને વર્ણવી, ક્રિયાથી પણ ત્રણ દોષો કહે છે.

**निर्जित्य दिक्चक्रमभूतविग्रहो वरासनस्थः समराजवन्दितः ।**
**गृहेषु मैथुन्यसुखेषु योषितां क्रीडामृगः पूरुष ईश नीयते ॥५१॥**
**करोति कर्माणि तपस्सु निष्ठितो निवृत्तभोगस्तदपेक्षयाददत् ।**
**पुनश्च भूयेयमहं स्वराडिति प्रवृद्धतर्षो न सुखाय कल्पते ॥५२॥**
**भवापवर्गो भ्रमतो यदा भवेज्जनस्य तर्ह्यच्युत सत्समागमः ।**
**सत्सङ्गमो यर्हि तदैव सद्गतौ परावरेशे त्वयि जायते मतिः ॥५३॥**

राजधर्माणां तामसत्वं, कर्मणां राजसत्वं, सत्सङ्गस्य सात्त्विकत्वमिति विविच्य कर्मस्वरूपकथने वस्तुविवेको निरूपितो भवति । साधनप्रतिपादकाश्चैते त्रयः । तत्र राजत्वस्य स्त्रीसेवकत्वं भवति इत्यधोगतिः फलत्वेन निरूपिता । साधारणानां स्त्री दास्यमपि करोति । राज्ञां तु तत्सम्भावनाभावात् स्वयमेव दासो भवतीति तुल्यगतिरपि नास्तीत्युक्तम् । आदौ दिक्चक्रं सप्तद्वीपवतीं भूमिं निर्जित्य वशीकृत्य, महता प्रयासेन तत्साधयित्वा, ततोऽपि महता कालेन अभूतविग्रहो भवति, न भूतः भवनयोग्ये विग्रहो यस्येति । ततः स्वस्थो भूत्वा वरासनस्थो भवति । ततः समराजभिः वन्दितः । एवं चतुर्धाप्युत्कर्षं प्राप्य चतुर्धापकर्षं प्राप्नोतीत्याह गृहेष्विति । योषितां गृहेषु बहुषु, एको बहुषु दासो भवतीति वैयर्थ्यम् । मैथुन्यपरेष्विति । आन्तरोऽपि व्ययः । क्रीडामृग इति बाह्यसर्वनिवेदनम् । मृग इति । विद्यमानादप्यधिकपदार्थसाधकत्वमिति । परलोकनाशश्च । स्वयं पुरुषः सर्वसमर्थः । ईशेति निवेदनार्थं संबोधनम् । ईयत इति । प्रमाणं नात्र तिरोहितं किञ्चिदित्यर्थः ॥५१॥

एवं लौकिकवैयर्थ्यमुक्त्वा वैदिकवैयर्थ्यमाह करोति कर्माणीति । यस्तु राज्यं प्राप्य विषयभोगं करोति, सोऽधम एव, ततोऽप्यधमो यस्तपः करोति, तत्रापि यत्तपः काम्यम्, पुनस्तादृशमेव राज्यं सम्पादयति । प्राप्तं राज्यं न

समीचीनं क्षयिष्णिवति हि स प्रवर्तते । यदपि तेन कर्मणा साध्यम्, तदपि तादृशमेवेति प्राप्तं परित्यज्य कष्टेनापि तादृशं साधयन् भ्रान्त एव । नानाविधानि च कर्माणि करोति । तपस्सु नितरां स्थितः सन् तदर्थं निवृत्तभोगश्च । ननु ततोप्यधिकापेक्षया उत्कर्षापेक्षया वा करोतीति चेत्, तत्राह तदपेक्षयेति । ततोऽधिकस्याश्रुतत्वाददृष्टत्वाच्च रस एव न जायते । अतस्तदर्थमेव करोतीत्याह तदपेक्षया तदेवाददिति। सकृद्भ्रान्तस्य द्वितीयपर्याये भ्रमो निवर्तिष्यत इत्याशङ्क्याह पुनश्च भूयेयमिति । वारंवारमपि राज्यं प्राप्य तदेव भूयेयमिति । कामनाया नियतत्वात् न सुखाय कल्पते । ननु सजातीयोत्कर्षः सर्वेषामेवापेक्षित इति तस्यैव कथमादानमिति चेत् । स्वराडिति । ब्रह्माण्डाधिपत्यमपि कामयन् प्रवृद्धतर्ष एव भवति। नहि तृष्णायां विद्यमानायां सुखमस्ति, आकाङ्क्षाया दुःखात्मकत्वात् । अत उत्कृष्टमपि वाञ्छन् सुखोपभोगार्थं न समर्थो भवतीत्यर्थः ॥५२॥

एवं कर्मफलं निन्दित्वा कामनाभावं स्तोतुं सात्त्विकस्य कर्मणः ग्राह्यत्वेन स्तुतिमाह भवापवर्ग इति । यदा भगवदिच्छया भवापवर्गो भवेत्, तदा ससाधनेच्छायां जनस्य तत्समागमो भवेत् । सद्भिः सह सम्यगागमः बोध्यबोधकभावसंबन्धः । भ्रमत इति नानाविधयोनिषु भ्रमणजनितक्लेशः भगवत्कृपायां हेतुरुक्तः । अथवा भवापवर्गस्थानानि कानिचिज्जन्मानि सन्ति । योगिकुले महतां कुले वा जन्मानि । तत्रापि गतस्य न स्वत एव मुक्तिः, किन्तु सत्सङ्गादेव । शरीरसन्ताने सत्सङ्गसमानकालीन एव देहः अपदर्गशब्दार्थ इति मानुषदेहत्वत्तन्निरूप्यते। तव्द्याख्यास्यते 'दुर्लभो मानुषो देह' इत्यत्र। अत एव तर्ह्येव सत्समागम इत्याह तर्हीति । योग्यतायां वा । अच्युतेति संबोधनात् तदीयानां सतामभावेन न विलम्ब इत्युक्तम्। तस्य च सङ्गस्य दृष्टद्वारैव पुरुषार्थपर्यवसायित्वं वदन् आह सत्सङ्गमो यर्हीति। यर्हि सत्सङ्गमः, तदैव त्वयि मतिर्जायते । भगवानक्लिष्टकर्मेति न स्वार्थं कश्चित्प्रवर्तयति। कालकर्मादयश्च बाधका एव । अतो भक्तव्यतिरेकेण न कोऽपि भगवन्मतिं सम्पादयति । तेषां तत्सम्पादनमावश्यकमित्यत्र हेतुमाह सद्गताविति । सतां स

एव गतिरिति। ते साध्यत्वेन साधनत्वेन फलत्वेन च भगवन्तमेव जानन्तीति तत्सन्निधिमात्रेणैव भगवति मतिर्भवति । ततः किं स्यादत आह परावरेश इति। परे कालादयः, अवरे कर्मादयः, तेषां फलदाने स एव नियामक इति सर्वमेव फलं ततो भवतीत्यर्थः ॥५३॥

अनेन अस्माकं सर्वाणि साधानानि सिद्धानीत्युक्तं भवति, साधनार्थं प्रवृत्त्यभावश्च सूचितः। अतो गर्गवाक्याप्रामाण्यादपि कृपा विधेयेत्यभिप्रायः साधनप्रकरेणे निरूपितः। फलं निरूपयति त्रिभिः ।

*શ્લોકાર્થ -૫૧-૫૨-૫૩ : હે ઈશ ! દિશાઓના સમુહને જીતીને, વિગ્રહનો સંભવ ન રહે તેવો થઈ, ઉત્તમ આસન પર બેઠેલો સમાન રાજાઓથી વંદન કરાતો પુરૂષ મૈથુન્ય જેમાં મુખ્ય છે. તેવા સ્ત્રીઓના ઘરોમાં રમકડાંરૂપ પશુ થાય છે. તે કર્મો કરે છે. તપોમાં રચ્યો પચ્યો રહે છે. ભોગથી દૂર રહે છે. ફરીથી હું ઉત્તમ પુરૂષ થાઉં. એવી તેની ઈચ્છાથી તેજ કાર્યો કરતો, ઘણી વધી ગએલી તૃષ્ણાવાળો સુખ પામતો નથી. હે અચ્યુત ! જ્યારે પુરૂષને ભમતાં છેવટનો ભવ થાય છે. ત્યારે તેને સત્યપુરૂષોનો સમાગમ થાય છે. જ્યારે અન્યરૂપોનો સમાગમ થાય છે. ત્યારે જ મોટા અને નાનાના ઈશ્વર સત્પુરૂષોના ફલરૂપ આપમાં તેની મતિ થાય છે. (૫૧-૫૨-૫૩)*

ભાવાર્થ, સુબોધિનીજી : રાજાના ધર્મો તામસ છે. કર્મ રાજસ્ છે. સત્સંગ સાત્વિક છે. એવો ભેદ જણાવી કર્મનું સ્વરૂપ કહેવામાં આવે છે. ત્યારે વસ્તુનો વિવેક જાણાવેલો ગણાય અને આ ત્રણ ક્રિયા સાધન પ્રાપ્ત કરાવનાર છે. તે પૈકી રાજા થવાથી સ્ત્રીઓના સેવક થવાય છે. એવી ફલ તરીકે હલકી સ્થિતિ જણાવી છે. સ્ત્રી સાધારણ રીતે પુરૂષોની સેવા કરે છે. પણ રાજાઓને તેવો સંભવ ન હોવાથી તે પોતે સ્ત્રીનો દાસ થાય છે. એટલે તેને સાધારણ પુરૂષની માફક પર ફલ મળતું નથી. એમ કહેલું છે. આરંભમાં દિશાઓના સમુહને એટલે સાત દ્વીપોવાળી ભૂમીને જીતીને, ઘણા પ્રયાસથી પ્રાપ્ત કરીને. તેથી વધારે સમય નથી. વિગ્રહ જેનો એટલે વિગ્રહનો સંબંધ રહેતો નથી તેવો થાય છે. પછી સ્વસ્થ થઈ ઉત્તમ આસન ઉપર બેસે છે. પછી સમાન રાજાઓ

તેને વંદન કરે છે એ પ્રમાણે ઉત્તમપણું પ્રાપ્ત કરીને ચારે પ્રકારે હલકો પડે છે. એમ ઉત્તરાર્ધમાં કહે છે. ક

સ્ત્રીઓના ઘણા ઘરોમાં એક પુરૂષ ઘણા ઘરોમાં દાસ થાય છે અને દુઃખી થાય છે. મૈથુન્ય જેમાં મુખ્ય છે. તેવાએ ઘરોમાં તેના પુરૂષપણાનો નાશ કહેલો છે.

'રમકડારૂપ પશુ' થતો હોવાથી બહારનું બધું ધન સ્ત્રીઓને સોંપી દીધું છે. 'મૃર્ગ' શોધનારો હોવાથી જેટલા પદાર્થો છે તેથી પણ વધારે પ્રાપ્ત કરવાનું રહે છે. અને તેના પરલોકનો નાશ થાય છે. તે પોતે પુરૂષ સર્વ પ્રાપ્ત કરવાની શક્તિવાળો છે. તે જણાવવા હે ઈશ ! એવું સંબોધન છે. આ સત્ય જ છે. તેમાં કંઈ છુપું નથી. (૫૧)

એ પ્રમાણે લૌકિક કર્મનું નકામુપણું વર્ણવી, વૈદિક કર્મનું પણ નકામુપણું જણાવે છે.

જે રાજ્યને પ્રાપ્ત કરીને વિષયો ભોગવે છે. તે તો અધમ જ છે. જે તપ કરે છે તેમાં પણ કામ્ય તપ હોય છે. જે તેવું જ રાજ્ય પ્રાપ્ત કરાવે છે. તેથી તે અધમ છે. કારણ કે મેં પ્રાપ્ત કરેલું રાજ્ય સારૂ નથી. નાશપામે તેવું જ છે.તેથી તપ કરવા વિચારે છે અને જે તે કર્મ પ્રાપ્ત થવાનું છે. તે પણ તેવું જ થવાનું છે. તેથી તે પ્રાપ્ત રાજ્ય ત્યજી, કષ્ટથી પણ તે પ્રાપ્ત કરનાર મૂર્ખ જ છે. તપમાં સારી રીતે રચ્યોપચ્યો રહે છે. તેથી ભોગથી દૂર રહે છે.

તેથી અધિક ઉત્તમ રાજ્ય પ્રાપ્ત કરવા તે તેમ કરે છે. એવી શંકા થાય તેથી તેની ઈચ્છાથી શબ્દ યોજેલ છે. તેનાથી અધિક જોવામાં કે સાંભળવામાં નહિ આવેલ હોવાથી તેને રાજ્યમાં માત્ર રસ જ ઉત્પન્ન થાય છે. રસ એટલે પદાર્થ લેવો. એકવાર ભૂલ કરેલાની બીજીવાર ભૂલ નીકળી જશે. એવી શંકા થાય તેથી ઉતરાર્ધ યોજેલો છે. વારંવાર રાજ્ય પ્રાપ્ત કરીને પણ હું ઉત્તમ પુરૂષ થાઉં એવી કામના હોવાથી તે સુખ પામતો નથી.

પોતાના વર્ગવાળામાં સર્વ ઉત્તમપણું ઈચ્છે છે. તેથી તેનું રાજ્ય તે કેમ લે છે? એવી શંકા થાય તેથી ઉત્તમ પુરૂષ શબ્દ યોજેલ છે. બ્રહ્માંડના



અધિપતિપણાની પણ કામના કરતાં તેની તૃષ્ણા વધ્યા જ કરે છે. તૃષ્ણા હોય ત્યાં સુખ નથી. કારણ કે વધારે પ્રાપ્ત કરવાની ઈચ્છા દુઃખરૂપ છે. તેથી સુખ ભોગવવા શકિતમાન થતો નથી. એ પ્રમાણે કર્મના ફલની નિંદા કરી, કામના ન રાખનારની સ્તુતિ કરવા તેની સ્તુતિ કરે છે.

જયારે ભગવાનની ઈચ્છાથી છેવટનો ભવ થાય ત્યારે પુરૂષને સાધનથી થતી મુકિતની ઈચ્છા થતાં સત્પુરૂષોનો સમાગમ અને સંબંધ થાય છે. ભમતાં શબ્દથી જુદાજુદા પ્રકારની યોનિઓમાં ભમવાથી થએલાં દુઃખને ભગવાનની કૃપાનું કારણ કહેલું છે. અથવા કેટલાક જન્મો યોગીઆના કુલમાં અથવા મોટા પુરૂષના કુલમાં જન્મ છેવટના ભવના સ્થાનરૂપ છે.તેવા સ્થાનમાં ગએલાને પોતાની મેળે મુકિત પ્રાપ્ત થતી નથી. પરંતુ સત્સંગથીજ પ્રાપ્ત થાય છે. જુદાં જુદાં શરીરો ધારણ કરતાં જે સમયે સત્સંગ થાય તે સમયનો દેહ જ છેવટનો ભવ હોવાથી તેનુ મનુષ્ય દેહ તરીકે નિરૂપણ કરેલું છે. મનુષ્યનો દેહ દુર્લભ છે. (શ્રીમદભાગવત ૧૧-૨-૨૯) તેનું આખ્યાન છે. તેથી જ ત્યારે જ સત્પુરૂષોનો સમાગમ થાય છે એમ કહેલું છે.

હે અચ્યુત ! એવા સંબોધનથી એમ કહેલું છે કે તેમના ભકતો રૂપ સત્પુરૂષના સંગની સ્થિતિને લીધે ભગવાનમાં મતિ થવામાં વિલંબ થતો નથી. જયારે સત્પુરૂષોનો સમાગમ થાય છે. ત્યારે જ ભગવાનમાં મતિ થાય છે. ભગવાન કલેશ વિના કર્મ કરનારા હોવાથી પોતાના માટે કોઈની કોઈ કાર્યમાં પ્રવૃત્તિ કરાવતા નથી. અને કાલ કર્મ વિગેરે ભગવાનમાં મતિ થાય તેમાં વિઘ્ન કરનારા જ છે. તેથી ભકત વિના બીજો કોઈ પર ભગવાનમાં મતિ કરાવતો નથી. સત્પુરૂષના ફલરૂપ શબ્દથી તેવી મતિ કરાવવી જરૂરી છે. કારણ કે સત્પુરૂષની ગતિ ફલ તે ભગવાન જ છે. તેઓ પ્રાપ્ત કરવાના પદાર્થ તરીકે સાધન અને ફલ તરીકે ભગવાન જાણે છે. તેથી માત્ર તેઓની સમીપ રહેવાથી જ ભગવાનમાં મતિ થાય છે. તો ભગવાનમાં મતિ થવાથી શું થાય? એવી શંકા થાય તેથી મોટાના અને નાનાના ઈશ્વર શબ્દ યોજેલ છે. કાલ વિગેરે મોટા અને કર્મ વિગેરે નાના. તેઓને ફલ આપવામાં તેજ ધણી છે. તેથી બધુ જ ફલ તેમની પાસેથી જ પ્રાપ્ત થાય છે એવો અર્થ છે.




એમ કહેવાથી મુચુકુંદના સાધનો થઈ ચૂકયાં અને સાધન માટે હવે મારે પ્રવૃત્તિ કરવાની નથી એમ સૂચવાયું તેથી ગર્ગનું વાકય સત્ય થાય તે માટે મારા ઉપર કૃપા કરવી યોગ્ય છે. એવો અભિપ્રાય આ સાધન પ્રકરણમાં જણાવ્યો.

નીચેના શ્લોકમાં ફલનું નિરૂપણ કરે છે.

**मन्येममानुग्रह ईश ते कृतो राज्यानुबन्धापगमो यदृच्छया ।**
**यः प्रार्थ्यते साधुभिरेकचर्यथा वनं विविक्षद्भिरखण्डभूमिपैः ॥५४॥**
**न कामयेऽहं तव पादसेवनादकिञ्चनप्रार्थ्यतमाद्वरं विभो ।**
**आराध्य कस्त्वां ह्यपवर्गदं हरे वृणीत आर्यो वरमात्मबन्धनम् ॥५५॥**
**तस्माद्विसृज्याशिष ईश सर्वतो रजस्तमःसत्त्वगुणानुबन्धनाः ।**
**निरञ्जनं निर्गुणमद्वयं परं त्वां ज्ञप्तिमात्रं पुरुषं व्रजाम्यहम् ॥५६॥**

मन्य इति । फलं हि त्रिविधम्, राज्यं कामाः भगवांश्चेति । तत्र द्वयं निषेधति । तत्रापि राज्यस्य दोषरूपत्वं स्वानुभवसिद्धमिति दैवाज्जातां तन्निवृत्तिमभिनन्दति मन्य इति सर्वस्य कारणं स भगवानेवेति । ते त्वया कृतः राज्यानुबन्धापगमः स्वत एव राज्यसम्बनिवृत्तिः मामानुग्रह एवायं भगवता कृत इत्यहं मन्ये । यदच्छयेति । कारणाभावेनैव जात इति भगवत्कृत एव। भगवांश्च हितार्थमेव करातीति निर्धारः । ननु राज्यस्य इष्टसाधनस्य निवृविः कथं फलम्, अनिशानुबन्धित्वं तु स्वदोषात्, न तु स्वत एव राज्यमनिष्टहेतुः, अन्नमिव ज्वरितस्यैव तदनिष्टजनकम्, तथोद्धतस्यैव स्वभावतामसस्यानिष्टजनकमिति चेत्, तत्राह यः प्रार्थ्यत इति । साधवोऽपि राज्यं यतस्त्यजन्ति, अतो ज्ञायते राज्यं स्वभावदुष्टमिति । अन्यथा एतां तेषां भगवद्भजनसाधनमपि राज्यं भवतीति तत्परित्यागेच्छा न स्यात् । किञ्च । प्रार्थ्यते सः । साधूनां कर्मसाध्योऽपि न भवति, अतोऽशक्यप्रतीकारः, अत एतदर्थं भगवानेव प्रार्थ्यते । प्रार्थनापि न केवलं मानसी वाचनिकी वा, किन्तु कायिकीत्वाह एकचर्ययेति । एकाकिचरणपूर्वकं वनं विवक्षद्भिः प्रार्थ्यते । सर्वं परित्यज्य एकाकी भूत्वा वनं प्रविशन्नपि राज्याद्बिभेति । विद्यमाने सम्बन्धे शत्रवः परलोकाधिकारिणो वा




पीडयिष्यन्तीति । अल्पं राज्यमिति । हीनतुल्यत्वात्कदाचित्परित्यागमाशङ्क्याह अखण्डभूमिपैरिति । अखण्डां भूवं पान्तीति सप्तद्वीपाधिपतयः । अतः संवन्धनिवृत्तिर्ममाभीष्टमेव ॥५४॥

कामनान्तरं व्यावर्तयति न कामयेऽन्यमिति । एकं कामये, यत्तव पादसेवनम्, एतत्साधकं च, अन्यत्तु एतद्व्यतिरिक्तं एतदसाधकं वा न कामये । ननु को विशेषः, एकं शास्त्रस्तुतम्, अपरं च लोकप्रतीतिसिद्धम्, अत उभयोस्तुल्यत्वादत्याग्रहेणान्यनिषेधे को हेतुरिति चेत्, तत्राह अकिञ्चनप्रार्थ्यतमादिति । धनिनां कदाचिद्धनस्य विद्यमानत्वात् अन्याकाङ्क्षापि भवति। अकिञ्चनानां तु उभयाभावात् लौकिकत्वाद्धनापेक्षायाश्चनियतत्वात् तत्परित्यज्य यत्केवलं चरणसेवैव प्रार्थ्यते । तत्रापि परमेष्टत्वेन दीयमानमप्यन्यदगृहीत्वा, असाध्यमपि प्रार्थयन्त इति प्रार्थ्यतमत्वम् । क्लेशेनाप्रार्थितत्वं वारयति वरमिति । दातुरसामर्थ्यादपि तथात्वं वारयति विभो इति। ननु ते भ्रान्ता भवन्तु, तेषां तथा वा रुचिः, तथापि विषये को दोष इति चेत्, तत्राह आराध्य कस्त्वामिति । त्वामाराध्य को वा वरं वृणीत । कर्मवशादागतं अनभिप्रेतमप्यनुभूयते, भगवन्तं त्वाराध्य दुर्लभमेव प्रार्थनीयम् । तत्रापि विरूद्धं कथं प्रार्थनीयमित्युभयथा विरोधमाह । अपवर्गदं भवन्तमात्मवन्धनं वरमिति । यो हि यं सेवते, स तत्सम्वन्धं लोकयोः प्राप्नोति । तत्र मोक्षात्मा भगवान्, अन्यत्संसारात्मकमिति । ननु तर्हि मोक्षो ज्ञानं वा प्रार्थनीयं स्यात्, नतु पादसेववमिति चेत् । सत्यम् । ज्ञानं हि केवल्यमेव साधयति । मोक्षोऽपि कैवल्यरूपश्चेत्, तथापि न पुरुषार्थः, भगवत्प्राप्तिरूपश्चेत्, तदा एकरसतामापन्नः भगवानेव भक्ततीति अस्य पृथगनुभवो न स्यात् । अतः परमानन्दः सन् योऽनुभूयते तदेकं चरणोपासनमेव । असाधनं साध्यं न सिध्यतीति साधनत्वेन वा प्रार्थनमित्येके ॥५५॥

अत उत्कृष्टप्रार्थनार्थं प्रथमतः शरणं गच्छामीत्याह तस्माद्विसृज्येति । हे ईश समर्थ, सर्वतः अन्तर्बहिः सर्वं विसृज्य, त्वां ज्ञप्तिमात्रं शरणं व्रजामि । सर्वेषां परित्यागार्थं त्रिगुणत्वमाह रजस्तमःसत्त्वगुणानुवन्धना इति । रजः

प्रभृतीनां बन्धकत्वाय गुणानुबन्धत्वमुक्तम् । अनिच्छतोऽपि बन्धहेतव इति तत्सम्बन्धमात्रेण तथात्वाय अनुपदप्रयोगः । ननु भगवानपि स्मार्तानां मते सोपाधिक इति तत्रापि रजःप्राप्तिरेवेत्याशङ्क्याह निरञ्जनमिति । अञ्जनमुपाधिः प्रकृत्यादिः, तद्रहितो निरुपाधिः, ततः किमत आह निर्गुणमिति । सोपाधिक एव सगुणो भवति। नतु निरुपाधिक इति । ननु भगवान् पूर्वं केवल एव स्वभोगार्थं स्वेच्छया प्रकृतिं गुणांश्चोत्पादितवान्, अतः कथं त्वदर्थेऽपि तन्न करिष्यतीत्याशङ्क्याह अद्वयमिति । द्वयरहितो भेदरहितः । यो हि भेदार्थं यतते, तं प्रति तथा सम्पादयति, अहं तु न तथेति मां प्रति न सम्पादयिष्यतीति भावः। स स्वतन्त्र इति वक्तुमाह परमिति । अन्यशङ्कां वारयति त्वामिति । ननु तथापि त्वं गुणमय इति त्वदधिकारानुसारेण तथैव करिष्यतीति चेत् , तत्राह ज्ञप्तिमात्रमिति । तादृशस्य शरणागमनं न सम्भवतीति पुरुषरूपतामाह । शरणमिति पाठे अर्थात् पुरुषरूपमेवेति त्वांपदात् ज्ञातव्यम् । पुरुषपदे तु त्वां व्रजामीत्यर्थात् शरणमिति ज्ञातव्यम् ॥५६॥

एवं शरणागतः स्वरक्षां प्रार्थयते चिरमिहेति ।

*<u>શ્લોકાર્થ - ૫૪-૫૫-૫૬ :</u> હે ઈશ ! રાજ્યના સંબંધનું દૂર થવું. જેને માટે એકલા ફરીને વનમાં પ્રવેશ કરવા ઈચ્છતા સર્વભૌમ રાજારૂપ સાધુઓ પ્રાર્થના કરે છે. તેમ મને એકાએક પ્રાપ્ત થવું તે આપે મારા પર અનુગ્રહ કરેલો હું માનું છું (૫૪)*

*હે વિભો ! ગરીબોએ સૌથી વધારે માગવા યોગ્ય આપના ચરણની સેવા તજી હું વર માગવા ઈચ્છતો નથી. કારણ કે હે હરિ ! મોક્ષ આપનાર, આપની આરાધના કરી, કયો આર્ય પોતાનું બંધન કરાવનાર વર માગે ? (૫૫)*

*તેથી હે ઈશ ! રાજસ્, તામસ્ અને સત્વ ગુણોની સાથે જ બંધન કરાવનારી આશિષોને સર્વ તરફથી તજીને હું નિરંજન, નિર્ગુણ, ભેદ વિનાના, સ્વતંત્ર, માત્ર જ્ઞાનરૂપ આપ પુરૂષને શરણે આવું છું (૫૬)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> કારણ કે રાજ્ય, કામનાઓ અને ભગવાન એમ કુલ ત્રણ પ્રકારનું છે. તેથી તે પૈકી બે જોઈતા નથી. તે બેમાં પણ રાજ્ય દોષરૂપ






હોવાનું પોતાના અનુભવથી સાબીત થએલ હોવાથી દૈવને લીધે તે ગયું. તેથી આનંદ દર્શાવે છે. સર્વનું કારણ ભગવાન જ છે. તેથી આપે કરેલું રાજ્ય સંબંધનું દૂર થવું તે ભગવાને મારા પર અનુગ્રહ જ કરેલો છે. એમ હું માનું છું. એકાએક એટલે કારણ વિના તે ગએલ હોવાથી તે ભગવાને જ કરેલું છે. અને ભગવાન જીવના હિતને માટે જ સર્વ કાર્ય કરે છે એવો નિશ્ચય છે.

આ ઈચ્છેલ પદાર્થરૂપ રાજ્ય જતું રહે તે ફલ કેમ ગણાય? તે તો પોતાના દોષને લીધે થાય છે. પરંતુ રાજ્ય અન્નની પેઠે પોતાની મેળે ન ઈચ્છેલા પદાર્થ પ્રાપ્ત કરાવનારૂં નથી. જેમ અન્ન તાવવાળાને દુઃખ ઉત્પન્ન કરે છે. તેમ રાજ્ય સ્વભાવે તામસ્ પુરૂષને જ દુઃખ ઉત્પન્ન કરનારૂં છે. એવી શંકા થાય તેથી ઉત્તરાર્ધ યોજેલ છે. કારણ કે સાધુઓ પણ રાજ્યનો ત્યાગ કરે છે. તેથી રાજ્ય સ્વભાવથી દુષ્ટ છે. તેમ ન હોય તો તે સાધુઓને રાજ્ય ભગવાનનું ભજન કરવાનું સાધન પણ થતું હોવાથી તેનો ત્યાગ કરવાની ઈચ્છા ન થાત. વળી રાજ્યથી દૂર થવા તેઓ પ્રાર્થના કરે છે. તે સાધુઓના કર્મથી પર પ્રાપ્ત થતું નથી. તેથી તેને પ્રાપ્ત કરવાનો ઉપાય થઈ શકતો નથી. તે માટે જ ભગવાનની પ્રાર્થના કરવામાં આવે છે. તે પ્રાર્થના કેવળ મનથી અથવા વાણથી કરવામાં આવતી નથી. પરંતુ દેહથી કરવામાં આવે છે. એકલા ફરીને શબ્દથી કહેલું છે. એકલા ફરીને વનમાં પ્રવેશ કરવા ઈચ્છનારાઓ પ્રાર્થના કરે છે. સર્વનો ત્યાગ કરી એકલો રહી વનમાં પ્રવેશ કરનાર પણ રાજ્ય સાથે સંબંધ હશે તો શત્રુઓ પરલોક જતાં જેમનો રાજ્ય પર હકક હશે તેઓ દુઃખ દેશે એમ રાજ્યથી ભય પામે છે. રાજ્ય નાનુ હોવાથી પોતે હલકા પુરૂષની સમાન ગણવાથી રાજ્યનો ત્યાગ કરતા હશે એવી શંકા થાય તેથી સાર્વભૌમ રાજરૂપ શબ્દો યોજેલ છે. બધીએ ભૂમીનું પાલન કરનારા એટલે સાત દ્વીપોના અધિપતિઓ રાજ્યના સંબંધીનું દૂર થવું મારૂં ઈચ્છેલું જ છે. (૫૪)

બીજી કામનાઓ જોઈતી નથી. આપના ચરણની જે સેવા અને તે પ્રાપ્ત કરાવનાર એકની કામના છે. તે સિવાય બીજા કોઈની કામના મને નથી.

બેમાં શું ભેદ છે? એક ભગવાનના ચરણની સેવાની શાસ્ત્રમાં સ્તુતિ કરેલી છે. બાજુ કામનાઓ લોકમાં પ્રસિદ્ધ છે. તેથીબંને સમાન હોવાથી બીજુ

કામનાઓ લોકમાં પ્રસિદ્ધ છે. તેથી બંને સમાન હોવાથી બીજુ કંઇ જોઇતુ નથી. એમ કહેવાનું શું કારણ ? એવી શંકા થાય તેથી ગરીબોએ સર્વથી વધારે માગવા યોગ્ય વિશેષણ યોજેલ છે. ધનવાળાને ધન હોવાથી તેમને કદાચ ચરણ સેવાની ઇચ્છા થાય પરંતુ ગરીબો પાસે બંને નહિ હોવાથી અને લૌકિક હોવાથી, ધનની જરૂર કાયમ હોવાથી તેનો ત્યાગ કરીને તેઓ જે માત્ર ચરણ સેવાની પ્રાર્થના કરે છે, તેમને ઇચ્છેલું આપવા છતાં તે લીધા વગર ચરણ સેવા પ્રાપ્ત ન થઇ શકે એવી હોવા છતાં તેને માથે પ્રાર્થના કરે છે. તે સેવાનું મહત્વ છે. હે વિભો ! એ સંબોધન આપનારની અશક્તિને લીધે ગરીબોનું તેવાપણું ધન ન માગતાં ચરણ સેવા માગનાર હોવાપણું નથી એમ જણાવે છે. તેઓ મૂર્ખ હશે અથવા તેઓની રૂચી હસે છતાં પણ વિષયમાં કામનાઓમાં શું દોષ છે? એવી શંકા થાય તેથી ઉત્તરાર્ધ કહેલ છે. આપની આરાધના કરીને કોણ મૂર્ખ વર માગે? કર્મને લીધે પ્રાપ્ત થએલું ન ઇચ્છેલું દુઃખ પણ ભોગવવામાં આવે છે. પરંતુ ભગવાનની આરાધના કરીને દુર્લભ પદાર્થ માગવો જોઇએ. જે માગ્વા યોગ્ય તેનાથી વિરૂધ્ધ કેમ ગણાય? મોક્ષ આપનાર ભગવાન અને પોતાનું બંધન કરનાર વર એ બંનેમાં વિરોધ જણાવે છે કારણ કે જે જેનું સેવન કરે છે. તે બંને લોકમાં તેની સાથે સંબંધ પ્રાપ્ત કરે છે. તે પૈકી ભગવાન મોક્ષ આપનાર છયે. બીજુ સંસારરૂપ છે એવો અર્થ છે.

એમ હોય તો મોક્ષ અથવા જ્ઞાન માગવાં જોઇએ પરંતુ ચરણની સેવા ન માગવી જોઇએ એમ કહો. તો ખરેખર ! ચરણની સેવા જ માગવી જોઇએ. કારણ કે જ્ઞાન માત્ર કૈવલ્ય જ પ્રાપ્ત કરાવે છે. મોક્ષ પણ જો કૈવલ્યરૂપ હોય છતાં તે પુરૂષાર્થ નથી. જો તે ભગવાનની પ્રાપ્તિરૂપ હોય તો ભગવાન સાથે એક રસ થએલો મુકત પુરૂષ ભગવાન જ થાય છે. તેથી જે પરમાનંદ હોઇ તેનો અનુભવ થાય છે તે માત્ર ભગવાનની ચરણની સેવા જ છે.

કેટલાક એમ કહે છે કે સાધન વિના સાધ્ય પ્રાપ્ત થતું નથી તેથી સાધન તરીકે ચરણની સેવાની પ્રાર્થના કરી છે. તેથી હું તમને પ્રથમ શરણે આવું છું હે ઇશ ! શક્તિવાળા સર્વ તરફથી અંદરથી અનેબહારથી સર્વને ત્યજીને માત્ર જ્ઞાનરૂપ આપને શરણે આવું છું. રાજસ, તામસ અને સત્વગુણો સાથે બંધન કરનારી

વિશેષણથી તેનો પરિત્યાગ કરવા જણાવેલું છે. આ ત્રણ ગુણોનો સંબંધ થતો જ બંધન થાય છે. એમ જણાવવા 'अनु' 'સાથે જ' શબ્દ યોજેલ છે.

સ્માર્તના મત પ્રમાણે ભગવાન પણ ઉપાધિવાળા છે. તેથી તેમની ચરણ સેવામાં પણ રજોગુણ પ્રાપ્ત થાય છે. એવી શંકા થાય તેથી નિરંજન શબ્દ યોજેલ છે. પ્રકૃતિ વિગેરે ઉપાધિ વગરનો હોય તે નિરંજન તેથી તમો શું કહેવા ઈચ્છો છે એવી શંકા થાય તેથી નિગુણ વિશેષણ મૂકેલ છે.

પહેલાં ભગવાન એકલા હતા પછી પોતાને ભોગ સિધ્ધ થાય તે માટે પોતાની ઈચ્છાથી પ્રકૃતિ અને ગુણોને ઉત્પન્ન કર્યા. તેથી તારે માટે તે ભોગ કેમ નહિ કરે ? એવી શંકા થાય તેથી 'अद्वयं' ભેદ વિનાના વિશેષણ યોજેલું છે. દ્વય એ બપણું વિનાના એટલે ભેદ વિનાના કારણે જે ભેદ માટે પ્રયાસ કરે છે. તેને ભગવાન ભોગ પ્રાપ્ત કરાવે છે. પરંતુ હું તેવો નથી. તેથી મને પ્રાપ્ત કરાવશે નહિ. ભગવાન સ્વતંત્ર છે. તે માટે સ્વતંત્ર વિશેષણ યોજેલું છે. શ્રીકૃષ્ણ સિવાય બીજા કોઈ સ્વતંત્ર નથી.

છતાં પણ તું મુચુકુંદ ગુણવાળો હોવાથી તારા અધિકાર પ્રમાણે ભોગની પ્રાપ્તિ જ કરાવશે. એવી શંકામાં માત્ર જ્ઞાનરૂપ શબ્દ યોજેલ છે. જ્ઞાનરૂપને શરણે જવાનું સંભવે નહિ તેથી પુરૂષરૂપ કહેલ છે. તેથી તેને શરણે આવું છું. 'त्वां व्रजामि' એમ કહેલું છે. (૫૬)

આ પ્રમાણે શરણે આવેલો મુચુકુંદ પોતાનું રક્ષણ કરવા નીચેના શ્લોકથી પ્રાર્થના કરે છે.




**चिरमिह वृजिनार्तस्तप्यमानोऽनुतापै**
**रवितृषषडमित्रो लब्धशान्तिः कथंचित् ।**
**शरणद समुपेतस्त्वत्पदाब्जं परात्म**
**ननभयमृतमशोकं पाहि मापन्नमीश ॥५७॥**

सङ्घातात्पीडितः असमर्थः तत्पीडापरिहाराय रक्षां प्रार्थयते । नत्वन्यस्मात् । तदर्थं बाधकानि गणयति। चिरं वृजिनैर्दुःखैरार्तः, अनुतापैस्तप्यमानोऽपि

जातः । अनुतापा नियता आध्यात्मिकादयः । अग्रेऽपि तापजनकान् दोषानाह अवितृषषडमित्र इति । पूर्वत्र प्रवाहे तु षडिन्द्रियाण्यमित्राणि, न वितृष्णानि । तस्मात् शत्रुभिः पीडितः । ते भक्षयिष्यन्तीति शङ्कया प्रार्थना । नन्विन्द्रियोपरत्यभावे व्यर्थं सर्वमिति चेत्, रक्षितोऽपि यदीन्द्रियहितमेव कुर्यात्, तदा किं रक्षयेत्यत आह लब्धशान्तिरिति । कथञ्चिदन्तःकरणमुपरतमित्यर्थः । त्वं च शरणप्रदः, अहं च सम्यगुपेतः, तत्रापि त्वत्पदाब्जसेवकत्वेन । परात्मन्निति । जीवानां स्वामी भगवानिति शरणगमनं नायुक्तमिति भावः । गुणत्रयपीडितस्य पीडानिवारकं भगवति गुणत्रयमाह अभयमृतमशोकमिति । सत्वगुणाभावात् भयाभावः । अत एवान्यं च पालयितुं शक्तः । ऋतत्वात् रजसः अभावः, रजःसम्बन्धेन शुद्धं भवतीति, ऋतता युक्तैव । अशोकमिति तमसा शोकः । आपन्न ततो भगवान् वृथा शयनं कृतवानिति, तं तपसि प्रवर्तयितुं मर्यादारक्षार्थं च प्रार्थितदानमाह सार्वभौमेति षड्भिः ।

<u>શ્લોકાર્થ - ૫૭ :</u> હે શરણ આપનાર ! હે પરમાત્મા ! આ સંસારમાં લાંબા સમયથી દુઃખથી પીડાએલો પછી દુઃખ દેનારાઓથી બળેલો, જેના છ શત્રુઓની તૃષ્ણા મટી નથી, તેવો ઘણી મુશ્કેલીથી શાંતિ પ્રાપ્ત કરેલો હું, ભય અને શોક વિનાના આપના ચરણકમળને શરણે આવ્યો છું. હે ઈશ ! મારૂં દુઃખીનું રક્ષણ કરો. (૫૭)

<u>ભાવાર્થ, સુબોધીનીજી :</u> સંસાર સાથેના ગાઢ સંબંધને લઈને દુઃખી થએલો શક્તિ વિનાનો, દુઃખ દૂર થાય તે માટે રક્ષણ માટે પ્રાર્થના કરે છે. પરંતુ બીજું કંઈ પણ રક્ષણ માગતો નથી. લાંબા સમયથી દુઃખોથી પીડાએલો અને દુઃખ દેનારાઓથી બળતો થયો, ભવિષ્યમાં પણ દુઃખ ઉત્પન્ન કરનારા દોષો જેના છ શત્રુઓની તૃષ્ણા મટી નથી તેવો વિશેષણથી જણાવેલા છે.

પહેલાં છ ઈન્દ્રિયો શત્રુઓ હતી. તેમની તૃષ્ણા મટી નથી. તેથી પીડાએલો છું, ભક્ષણ કરશે એવા ભયથી પ્રાર્થના કરે છે. જેનું રક્ષણ કરવામાં આવે છે તે પણ જો જ્યાંસુધી ઈંદ્રિયો શાંત ન થાય ત્યાં સુધી સર્વ નકામુ છે. એવી શંકા થાય તેથી શાંતિ પામેલો વિશેષણ યોજેલું છે.

આપ શરણ આપનાર છો અને હું સારી રીતે શરણે આવેલો છું. અને તે પણ આપના ચરણકમળના સેવક તરીકે હે પરમાત્મા ! સંબોધનનો એવો ભાવ છે. ભગવાન જીવોના સ્વામી હોવાથી તેમને શરણે જવું તે યોગ્ય જ છે. ત્રણ ગુણોથી પીડાયેલો, પીડા દૂર કરનાર ભગવાનના ત્રણ ગુણો, ભય વિનાનો, શુધ્ધ અને શોક વિનાના એ ત્રણ વિશેષણથી કહેલા છે. ભગવાનમાં સત્વગુણ નહિ હોવાથી ભય નથી. તે શુદ્ધ હોવાથી રજો ગુણ નથી. ભગવાન શોક વિનાના છે. એટલે તામસ ગુણ પણ નથી. હે ઈશ ! સંબોધનથી રક્ષણ કરવાનું સામર્થ્ય જણાવેલું છે.

પછી તે નકામો સૂતેલો હોવાથી તેની તપમાં પ્રવૃત્તિ કરાવવા મર્યાદાનું રક્ષણ કરવા ભગવાને છ શ્લોકથી માગેલા વર આપેલ છે.

**श्रीभगवानुवाच - सार्वभौम महाभाग मतिस्ते विमलोर्जिता ।**
**वरैः प्रलोभितस्यापि न कामैर्विहता यतः ॥५८॥**

सार्वभौमत्वेन तस्य भाग्याभिनन्दनमुक्तम् । महाभागेति अग्रिमसिद्धयर्थं च भाग्यमुक्तम् । तव मतिर्विमला ऊर्जिता च । सांसारिकधर्मनिवृत्त्या विमलत्वम्, भगवत्परत्वेन ऊजितत्वं चेति । भगवदाज्ञोल्लङ्घने भगवान् कथं संतुष्ट इत्याशङ्कां निवारयितुमाह वरैः प्रलोभितस्यापीति। सर्वान् कामान् ददामीति यदुक्तम्, तत्केवलं लोभप्रदर्शनार्थम्, तेषु तव रुचिरस्ति नवेति, तदिदानीमवगतं नास्तीति, यतः कामैर्न विहता बुद्धिः । अत एव विमलत्वमूर्जितत्वमिति सम्बन्धः ॥५८॥

ननु स्वामिना कथमेवं प्रलोभ्यते, तत्राह प्रलोभित इति।

<u>શ્લોકાર્થ - ૫૮ :</u> *હે મોટા ભાગ્યવાળા સાર્વભૌમ ! તારી મતિ શુદ્ધ અને ઉત્તમ પ્રકારની છે. કારણ કે તને વરદાનથી લોભાવવા છતાં તે કામનાઓ વડે ડગી નહિ. (૫૮)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> સર્વોભોમ તરીકે તેના ભાગ્યથી પ્રસંશા કરી અને મોટા ભાગ્યવાળા શબ્દથી ભવિષ્યમાં ભાગ્ય પ્રાપ્ત થાય. તારી મતિ શુદ્ધ અને ઉત્તમ પ્રકારની છે. ભગવાનની આજ્ઞાનું ઉલ્લંઘન કરનારા ઉપર ભગવાન

પ્રસન્ન કેમ થાય? એમ શંકા થાય. તે દૂર કરવા ઉત્તરાર્ધ કહેલો છે. સર્વ કામનાઓ હું તને આપીશ એમ જે કહેલું તે તારી કામનાઓમાં રૂચિ છે કે નહિ એમ તારો લોભ જાણવા કહેલું. હવે જાણ્યું કે તારે લોભ નથી કારણ કે કામનાઓ વડે તારી મતિ ડગી નહિ તેથી શુદ્ધ અને ઉત્તમ પ્રકાર છે એવો વાક્યનો સંબંધ છે. (૫૮)

**प्रलोभितो वरैर्यत्त्वमप्रमादाय विद्धि तत् ।**
**न धीर्मय्येकभक्तानामाशीर्भिर्भिद्यते क्वचित् ॥५९॥**

यदपि वरैस्त्वं प्रलोभितः, तदप्यप्रमादायैव, भगवदीयस्य कदाचिदिच्छा स्यात्, विषया न दृष्टा इति, तदन्यदत्तैर्विषयैः स्वाभाविकैर्वा इष्टं न भवतीति मयैव दीयन्ते, ततो विषयभोगः प्रमादाभावश्च सिध्यति । विद्धीति । नात्र सन्देहो विधेयः । हेत्वन्तरमप्याह न धीर्मय्येकभक्तानामिति । एकभक्ताः एकस्यैव भक्ताः, न मार्गान्तरप्रेप्सवः, किन्तु भक्ता एवेति वा । आशीर्भिर्वरप्राप्ताभिः तत्रापि भगवतः सकाशात् । क्वचिदित्यस्य पक्षस्याव्यभिचार उक्तः ॥५९॥

एवं भोगमोक्षावविरुद्धौ भगवन्मार्ग एव, नत्वन्यत्रेति वदन् पक्षान्तरं दूषयति युञ्जानानामिति ।

શ્લોકાર્થ - ૫૯ : વરોથી તને જે લોભમાં નાખ્યો તે તારૂં સ્ખલન ન થાય તે માટે જાણ. મારા એક ભકતોની મારા વિષેની બુદ્ધિ કોઈ પ્રકારે આશિષોથી ચળતી નથી. (૫૯)

ભાવાર્થ, સુબોધિનીજી : વરોથી તને જે લોભમાં નાખ્યો તે તારૂં સ્ખલન ન થાય તે માટે જ. કોઈવાર વિષયો ભોગવવાનું પ્રાપ્ત થાય છે અને તેનું સ્ખલન થતું નથી. જાણ શબ્દથી આ વિષયમાં સંદેહ ન રાખવો.

એટલે એકતા જ ભકતો જેઓ બીજા માર્ગની ઈચ્છા રાખતા નથી પરંતુ ભકતો જ રહે છે. આશિષો એટલે વરોથી પ્રાપ્ત કરેલી આશિષોથી કોઈ સમયે શબ્દથી કહેલું છે. આ સિદ્ધાંતમાં કોઈ અપવાદ થતો નથી. (૫૯)

એ પ્રમાણે માત્ર ભગવદમાર્ગ જ ભોગ અને મોક્ષમાં વિરોધ નથી પરંતુ

બીજે એવું નથી તે હવે કહે છે.

**प्रलोभितो वरैर्यत्त्वमप्रमादाय विद्धि तत् ।**
**न धीर्मय्येकभक्तानामाशीर्भिर्भिद्यते क्वचित् ॥६०॥**

भक्तिमार्गव्यतिरेकेण केवलानामभक्तानां प्राणायामादिभिर्मनो युञ्जानानां मनोनिरोधार्थं यतमानानां क्वचिदुत्थितं दृश्यते, यथा सौभरिप्रभृतीनाम्, तत्र हेतुः अक्षीणवासनमिति । राजन्निति सम्बोधनं वासनाक्षयाभावानुभवार्थम् । भक्त्या तु वासना क्षीयते। तत्र अलौकिकप्रकारं वारयितुं कामा दीयन्ते, तदुपद्रवाभावश्च संपाद्यत इति, भगवता भक्तिमार्गः स्तुतः ॥६०॥

एवं स्तुत्वा तन्मार्गे प्रविष्टस्य भयाभावः सिद्ध एवेति वदन् कामविहारं बोधयति विचरस्वेति ।

<u>શ્લોકાર્થ -૬૦ :</u> *હે રાજન ! ભક્તો ન હોય તેવા, પ્રાણાયામ વિગેરેથી યોગ સાધનારાઓનું મન વાસના વગરનું થએલ નહિ હોવાથી કોઈવાર વંઠેલુ જોવામાં આવે છે. (૬૦)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> જેઓ સંપૂણ ભકત નથી. અને ભક્તિમાર્ગ વિના પ્રાણાયામથી યોગગ સાધનારા છે તેઓનું મન સૌભરિ વિગેરેના મનની પેઠે કોઈવાર વંઠેલું જોવામાં આવે છે. તેનું કારણ વાસના વગરનું થએલ નહિ હોવાથી શબ્દથી કહેલું છે. હે રાજન ! એ સંબોધન કહેલું છે. ભક્તિથી વાસનાઓ નાશ થાય છે. ભક્તિમાર્ગમાં અલૌકિક પ્રકાર અટકાવવામાં કામનાઓ આપવામાં આવે છે પણ તે કામનાઓના ઉપદ્રવ થવા દેવામાં આવતા નથી. એ રીતે ભગવાને ભક્તિમાર્ગની પ્રશંસા કરી છે. (૬૦)

એ પ્રમાણે ભક્તિમાર્ગની પ્રશંસા કરી, તેમાં ભય હો તો નથી અને ઈચ્છા મુજબ વિહાર કરવાનું નીચેના શ્લોકથી જણાવે છે.

**विचरस्व महीं कामं मय्यावेशितमानसः ।**
**अस्त्वेव नित्यदा तुभ्यं भक्तिर्मय्यनपायिनी ॥६१॥**

यतो महांस्त्वमतोऽन्यथा विहारः स्वत एव निवृत्तः । किञ्च । मय्यावेशितमानसः सन् विचरस्व । कीदृशी जगति भगवल्लीलेति जिज्ञासुरिव । चरणसेवामेव प्रार्थये, नान्यदिति उत्कर्षोऽपि भक्तेः सहज एवेत्याह अनपायिनीति । नित्यदेति च । देशकालवस्तुपरिच्छेदा निवारिताः । अपायः स्वतो देशतश्च । यद्यपि कालनिषेधोऽप्यायाति, तथापि निषेधमात्रपरत्वाभावाय निमित्तभूतः कालः तव भक्तेरनुगुण इति ज्ञापनार्थं नित्यदेत्युक्तम् । तुभ्यमिति । सम्प्रदानत्वेनैव पूर्वं दानं सूचितम् । मय्यनपायिनीति वा । मद्विषयिणी मत्कृपया वा । अग्रेऽपि न निवर्तिष्यत इति वरदानम् ॥६१॥

ननु सायुज्यं कुतो न दीयत इत्याशङ्क्याह क्षात्रधर्मस्थित इति ।

<u>શ્લોકાર્થ -૬૧:</u> *મારમાં મન રાખેલો તું પૃથ્વી ઉપર ઈચ્છા પ્રમાણે ફર. મારામાં વિનાશ વિનાની ભક્તિ તને સદા છે. (૬૧)*

તું મોટો પુરૂષ છે માટે ખોટો વિહાર તો તું કરે જ નહિ. વળી જગતમાં ભગવાનની લીલા કેવી છે. એ જાણવા ઈચ્છતો મારામાં મન રાખેલો થઈ ફર, આપણા ચરણની સેવા જ માગું છું. બીજુ માગતો નથી. તે સંબંધમાં ઉત્તરાર્ધ કહેલ છે.

અહીં તને ભક્તિનું દાન કરવાની જરૂર નથી. તારામાં કુદરતી જ ભક્તિ છે. એમ વિનાશ વિનાની અને સદા શબ્દોથી કહેલ છે. આથી દેશ, કાલ અને વસ્તુની મર્યાદા દૂર કરી છે. વિનાશ પોતાની મેળે અને દેશથી થાય છે. જો કે કાલથી ભક્તિ અટકાવવાનું થાય છતાં પણ કાલ માત્ર તારી ભક્તિને અનુકુળ છે. એ જાણાવા સદા એમ કહેલું છે. તને એ ચોથી વિભક્તિના પ્રયોગથી ભક્તિનું દાન સૂચવેલ છે. મારી કૃપાથી તારી ભક્તિ ભવિષ્યમાં પણ અટકશે નહિ એવું વરદાન આપેલું થાય છે. (૬૧)

સાયુજ્ય કેમ આપવામાં આવતું નથી? એવી શંકા થાય તેથી નીચેના શ્લોકથી કહે છે.

**क्षात्रधर्मस्थितो जन्तून्न्यवधीर्मृगयादिभिः ।**
**समाहितस्तत्तपसा जह्यघं मदपाश्रयः ॥६२॥**

क्षत्रियाणां धर्मः जातिप्रयुक्तो घोरो द्विविधः । युद्धे भ्रातरमपि हन्यात् । पापर्द्धौ पलायमानानपि मृगान् हन्यात् । अतस्तस्य दोषस्य परिहारः कर्तव्यः । जन्तूनिति । तेषामपराधाभावः सूचितः । आदिशब्देन भ्रममुत्पाद्य मारणं, वागुरादिनो वा । तस्य निराकरणोपायमाह समाहित इति । जितेन्द्रियान्तःकरण सन् तत्पापं तपसा जहि। ननु तपस्यपि पापं श्रूयते, कियान्वार्थः स्वपरद्रुहा धर्मेण, 'मां चैवान्तःशरीरस्थ'मित्यादिवाक्यैः, तत्राह **मदपाश्रय** इति । मामेवाश्रित्य तपःकरणे अन्तर्मत्क्लेशजननाभावत् न तपोदोषो भविष्यतीति भावः ॥६२॥

ततो यद्भव्यं तदाह **जन्मन्यनन्तर** इति ।

**जन्मन्यनन्तरे राजन्सर्वभूतसुहृत्तमः ।**
**भूत्वा द्विजवरस्त्वं वै मामुपैष्यसि केवलम् ॥६३॥**

अनन्तरे जन्मनि त्वं द्विजवरो भविष्यसि, उत्कृष्टकुले जन्म प्राप्स्यसि । तत्रापि सर्वभूतसुहृत्तमो भविष्यसि, न तु प्रवृत्तिपरः । ततः केवलं मामुपैष्यसि । अन्यथा पुरुषेषु कालरूपो वा लयो भवेत् । लीलासहिते । ततो लीलार्थं पुनरागमने आगमनपि स्यात् । केवले पुरुषोत्तमे तु आगमनशङ्काभावः । अस्य च प्रमाणे श्रद्धा महती स्थितेति पुष्टिमार्गे न योजितवान् । मर्यादायां ब्राह्मणस्यैव मुक्तिः । तत्रापि कैवल्यमिति । **'ये यथा मां प्रपद्यन्त'** इति सिद्धातान्न कोऽपि दोषः ॥६३॥

इति श्रीभागवतसुबोधिन्यां श्रीलक्ष्मण भट्टात्मज श्रीमद्वल्लभदीक्षित
विरचितायां दशमस्कन्धे उत्तरार्धे द्वितीयाध्यायविवरणम् ॥२॥

<u>શ્લોકાર્થ - ૬૨ :</u> ક્ષત્રિના ધર્મમાં રહેલાએ તેં મૃગયા વિગેરેથી જંતુઓને હણેલા છે એકાગ્ર ચિત્તવાળો થઈ મારા આશ્રયવાળો થઈ તપથી તે પાપનો નાશ કર. (૬૨)

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> ક્ષત્રીઓનો જાતિથી થએલો ઘોર ધર્મ બે પ્રકારનો છે. (૧) યુદ્ધમા ભાઈને ભાઈ હણે. (૨) પાપ વધે ત્યારે નાસી જતાં પ્રાણીઓને

પણ હણે. તેથી તે દોષ દૂર કરવો જોઈએ. જંતુઓને શબ્દથી તેઓનો અપરાધ ન હતો એમ સૂચવેલું છે. તે દોષ દૂર કરવાનો ઉપાય કહેલો છે. એકાગ્ર ચિત્તવાળો જેને ઇંદ્રિયો અને મન જીતેલા છે. તેવો થઈ તપથી તે પાપનો નાશ કર.

પોતાને અને બીજાને પીડા કરનાર ધર્મથી શું અર્થ સરવાનો ? તપ કરવાથી પણ પાપ થાય છે એમ કહેલું છે. એવી શંકા થાય તેથી (મારા આશ્રયવાળો થઈને શબ્દ યોજેલ છે. મારો આશ્રય કરીને તપ કરવામાં આવે તો હૃદયની અંદર રહેલા મને કલો થતો નહિ હોવાથી તપથી દોષ થશે નહિ એવો ભાવ છે. (૬૨)

એમ કરવાથી જે થશે તે હવે નીચેના શ્લોકથી કહે છે.

શ્લોકાર્થ - ૬૩ : *હે રાજન ! બીજા જન્મમાં તું સર્વ પ્રાણીઓનો મોટો મિત્ર ઉત્તમ બ્રાહ્મણ થઈ મને એકને જ પ્રાપ્ત કરીશ. (નરસીંહ મહેતા તરીકે બીજો જન્મ છે)*

સુબોધિનીજી, ભાવાર્થ : પછીના જન્મમાં તું ઉત્તમ બ્રાહ્મણ થઈશ એટલે ઉત્તમ કુલમાં જન્મ પામીશ. ત્યાં પણ સર્વ પ્રાણીઓનો મિત્ર થઈશ. પણ પ્રવૃત્તિ કર્મમાં રચ્યો પચ્યો રહેવામાં આસક્તિવાળો નહિ થાય. પછી મને એકનેજ પ્રાપ્ત કરીશ. તેમ ન થાય તો પુરૂષોમાં કાલના સ્વરૂપમાં લય થાય પછી એ સ્વરૂપ લીલા માટે પાછું આવે ત્યારે જગતમાં પાછા આવવાનું પણ થાય પરંતુ એકલા પુરૂષોત્તમમાં લય જાય તો પાછા આવવાનો ભય રહેતોન થી. આને પ્રમાણમાં ઘણી શ્રદ્ધા હોવાથી ભગવાને તેને પુષ્ટિમાર્ગમાં મૂકયો નહિ. મર્યાદામાં બ્રાહ્મણની જ મુકિત થાય છે. અને તે પણ કૈવલ્ય મુક્તિ તેથી મુક્તિ માટે બીજો બ્રાહ્મણનો જન્મ તેનો કરાવ્યો. જેઓ મને જે પ્રકારે ભજે છે. એ સિદ્ધાંત હોવાથી આમાં કંઈ દોષ પણ નથી. (૬૩)

**દશમ સ્કંધ ઉત્તરાર્ધ અધ્યાય બીજો**
**રાજસ સાધન પ્રકરણ**
**સંપૂર્ણ**